

## તંત્રી સ્થાનેથી...



# કોરોના વાયરસ અને દજ્જાલી ફિત્નાઓની ચર્ચાઓ

**પાછલા દિવસોમાં કોરોના વાયરસની મહામારી શરૂ થયા બાદ ઉર્દુ સોશિયલ મિડીયામાં દજ્જાલી શક્તિઓ વિશે વિવિધ વાતો વહેતી થઈ હતી. જેમાં અમૂક આલિમો તરફથી દજ્જાલી શક્તિઓ ખાસ કરીને યહુદીઓની આંતરરાષ્ટ્રીય સ્તરે થઈ રહેલ વિવિધ પ્રકારની બદમાશીઓનું વર્ણન શરૂ થઈ ગયું છે. 'ઈલ્યુમિનેટી' નામનું યહુદી બેંકકરોનું એક ગૃપ કાયમ ચર્ચામાં રહે છે. તેણે સમગ્ર વિશ્વને બાનમાં લઈ લીધું. ત્યાં સુધી કે હરમૈન શરીફૈનમાં પણ નમાઝીઓની સંખ્યા મર્યાદિત કરી દીધી. ઉમરહ ઉપર પ્રતિબંધ લગાડી અપાવ્યો. વિશ્વભરની મસ્જિદોમાં થતી નમાઝીઓની સંખ્યા મર્યાદિત થઈ ગઈ. લોકોને લોકડાઉનના બહાના હેઠળ પોતાની ગુલામીમાં જકડી લીધા. કોરોનાના પોઝેટીવ દર્દીઓને તેમના સગા-વ્હાલાથી અલગ કરી દીધા. WHO કહે તે પ્રમાણેની દવાઓ ઈલાજ માટે લેવા મજબૂર કરી આપ્યા. જીવન જરૂરિયાતની વસ્તુઓથી વંચિત કરી દીધા. અને હદીષ શરીફમાં દજ્જાલની શક્તિઓ વિશે જે બાબતોનું વર્ણન છે, તેને સગી આંખોએ લોકોએ નિહાળ્યું.**

આ પ્રકારની જાણકારી આપવા સાથે અમૂક ભાઈઓએ માનવંત ઉલમાએ કિરામની નસીહતો ઉપર વાંધાઓ ઉઠાવ્યા. જેમાં માનવંત આલિમોનો આશય આ યહુદી ષડયંત્રોનો ઈન્કાર કરવો ન હતો. કારણ કે આ આલિમો તફસીર, હદીષની કિતાબોમાં યહુદીઓની જે બદમાશીઓ, કાવત્રાઓ અને ષડયંત્રોનો ઉલ્લેખ છે, બલ્કે અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ને મદીના શરીફમાં ઝહેર આપનારા તથા આપની ઉપર ખતરનાર જાદુ કરનારા યહુદીઓથી પણ ખૂબ પરિચિત હતા. અને ત્યાર બાદ ચૌદસો વર્ષોમાં તેમના તરફથી ઉમ્મતે મુહમ્મદિય્યહને સતાવવા જે જે કાવત્રા થયા તે બધાથી પણ તે માહિતગાર હતા.

પરંતુ ઉમ્મતના દિલમાં મખ્લૂકનો ડર પેદા થઈ જાય અથવા માનવીઓના બનાવેલ હથીયારોનો ડર તો પેદા થાય. પરંતુ પોતે અલ્લાહપાકને નારાજ કરી તેની સઝાના લાયક હોવા છતાં તેનો કોઈ ડર અને ખૌફ પેદા ન થાય અને કુરૂઆન શરીફની આયત પ્રમાણે **'અતખ્શવનન્નાસ વલ્લાહુ અહક્કુ અન તખ્શાહુ'** કે તમો કાફિરોથી ડરો છો અને અલ્લાહપાકથી નથી ડરતા. તથા યહુદીઓ અને મુનાફિકો મુસલમાનોથી તો ડરતા હતા અને અલ્લાહપાકથી ડરતા ન હતા, તો આયતો ઉતરી અને તેમની આ બેવકૂફીનો ઉલ્લેખ કરવામાં આવ્યો. આ બધી બાબતોને ધ્યાનમાં રાખી તેમણે તૌબા, ઈસ્તિગફાર કરવાની તાકીદ કરી તો નવયુવાન ઉલમાને એમ થયું કે, આ લોકો યહુદીઓની ઈન્ટરનેશનલ ચાલથી વાકેફ નથી. માટે ફક્ત તૌબા-ઈસ્તિગફારની તલ્કીન કરે છે. પરંતુ આ તેમની સમજફેર અને યુવાનીના ખૂનનો જોશ છે. બન્નેવ વાતોમાં કોઈ વિરોધાભાસ નથી. થોડીક સમજફેરનો ફર્ક છે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ દજ્જાલ અને કિયામતની બીજી બધી નિશાનીઓ વિશે ઘણી વિગતવાર વાતો તથા કિસ્સાઓ વર્ણન કર્યા છે, પરંતુ આજકાલ ઉલમાએ કિરામ પોતાના બયાનોમાં આનો ઉલ્લેખ કરતા નથી યા તો તેના વિશેની રિવાયતો તરફ ધ્યાન આપવામાં આવતું નથી. અથવા તેનાથી અજાણતાને લઈ વર્ણન કરવામાં આવતું નથી. તેનાથી બચવાની તદબીરો-યુક્તિઓ અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ વર્ણન કરેલ ઉપાયો-બચાવોની તદબીરો વગેરે લોકો સમક્ષ બયાન કરતા નથી. જેને લઈ સામાન્ય મુસલમાન તેનાથી બિલ્કુલ અજાણ છે. બલ્કે ખાસ લોકો અને આલિમોનો એક વર્ગ પણ તેનાથી સંપૂર્ણ રીતે પરિચિત નથી. આ દુઃખદાયક ઘટના કહેવાય.

અમૂક લોકો દજ્જાલ વિશે એવું સમજે છે કે, તે કોઈ વ્યક્તિ નહીં બલ્કે એક વ્યવસ્થાનું નામ છે, જે કુફ્ર ફેલાવવા માટે દુન્યામાં પ્રચલિત કરવામાં આવી છે. અને તેની છેલ્લી તાકતવર વ્યવસ્થાને દજ્જાલ સમજ-

વામાં આવે છે. અને આ દષ્ટિકોણ માટે તે લોકો વૈજ્ઞાનિક દલીલો રજૂ કરે છે તેમની મુખ્ય દલીલ આ છે કે, કોઈ એક વ્યક્તિમાં આટલી બધી વિશેષ્ઠાઓ અને આટલી વિશાળ તાકાત હોવી અશક્ય છે. આ લોકો દજ્જાલ વિશે વર્ણન થયેલ તમામ હદીષોને જૂઠી ઠેરવી રહ્યા છે.

ત્રીજો દષ્ટિકોણ તે લોકોનો છે, જેમણે દજ્જાલ, યહુદિયત, ઈલ્યુમિનેટી વગેરે વિષયોને તહકીક (રીસર્ચ) અને લેખનનો ખાસ વિષય બનાવ્યો છે. એમની આ તહકીક એટલી હદ સુધી તો સારી છે કે, તેનાથી વર્તમાન ફિત્નાઓ, બૂરાઈઓ અને મુસ્લિમો વિરૂદ્ધ દીની-દુન્યવી તહરીકોની જાણકારી ઉપલબ્ધ થઈ જાય છે. પરંતુ તેને રજુ કરવાની એવી રીતો જેમાં તેમની તાકાત અને ફિત્નાબાઝીને એવી રીતે રજુ કરાય કે સામાન્ય માણસ બલ્કે આલિમો સુધ્ધાં તેનાથી હિંમત હારી જાય. અને તેમના મુકાબલાથી પોતાને આજિઝ અને કમઝોર સમજે અને નઉઝુ-બિલ્લાહ આ પ્રકારની કિતાબો તથા લેખોથી ઈજીપ્ત (મિસ્ર)માં એક જમાઅત તૈયાર થઈ, જેણે પોતાનું નામ 'ઈબાદુશ્શયતાન' રાખ્યું અને એવું કહ્યું કે, હમોને નઉઝુબિલ્લાહ અલ્લાહપાકની તાકાત અને શક્તિનો તો અનુભવ થતો જ નથી. બલ્કે સમગ્ર વિશ્વમાં શયતાની તાકાતોની જ બોલબાલા છે. જો કે મિસ્રના આગલા પ્રમુખ હુસ્નીમુબારકની સરકારે તેમના ઉપર પ્રતિબંધ લગાવી દીધો હતો.

અમૂક લેખકો વિશ્વભરમાં થવાવાળી દરેક વસ્તુનો સંબંધ યહુદીઓ તથા દજ્જાલ સાથે જોડે છે. અને એમની તાકાતને એમના જ મીડિયાની ખબરોને આધારે એવી રીતે ઉમ્મત સામે રજુ કરે છે કે, તેમનો મુકાબલો કરવાના વિચાર સુધ્ધાંથી ઉમ્મત ડરી જાય છે. અને ડરપોકપણું આપણી તબીઅત બની જાય છે. અને એવો એહસાસ જન્મ લે છે કે, એમનો મુકાબલો કરવો આપણાં બસમાં નથી. એ શસ્ત્રો તથા ટેકનોલોજીમાં આગળથી આગળ વધે છે, અને આપણી પાસે કાંઈ જ નથી. હાલાંકે અફઘાનિસ્તાનના લોકોએ દુનિયાની સુપરપાવર તાકાત સોવિયેટ યુનિયન (રશીયા)ને હરાવી અને તાલિબાને મહાન સુપર પાવર અમેરિકા તથા

નાટોની ફૌજને ધૂળ ચાટતી કરી દીધી, અને સમાધાનના મેજ ઉપર લઈ આવ્યા. આ આજની અટલ હકીકત છે, જેને આપણાં કરતાં વધારે અમેરિકા તથા ઈઝરાઈલ સમજે છે. ખાવા-પીવાની બુન્યાદી જરૂરતોથી વંચિત પેલેસ્ટાનીઓ કેવી રીતે ઈઝરાઈલના અત્યંત આધુનિક શસ્ત્રોનો મુકાબલો કરી રહ્યા છે.

અલ્લાહ તઆલાએ સૂરએ હશ્રમાં યહુદીઓના મઝબૂત કિલ્લાઓનું વર્ણન કર્યું, જેના વિશે મુસલમાન તથા યહુદી બન્નેવ એવું સમજતા હતા કે, આને મુસલમાન ફતહ કરી શકતા નથી. એમના ગુમાનમાં ન હતું તે જગ્યાએથી અલ્લાહપાકે તેમને કાઢ્યા.

કુર્આન શરીફનો અંદાજ લડાઈઓના મોકા ઉપર એવો રહ્યો છે કે, તે દુશ્મનની બધા જ પ્રકારની કમઝોરીઓ દર્શાવે છે. ઈમાનવાળાઓને હિંમત આપે છે, તેમની જાહેરી અને આંતરિક કમઝોરીઓનું વર્ણન કરી મુસ્લિમોને દિલાસો આપે છે તથા મુસ્લિમોની જાહેરી-બાતિની કમઝોરીઓ -ખામીઓ દુરૂસ્ત કરવા તરફ ધ્યાન દોરે છે.

ઉલમાએ કિરામનો ફર્ઝ છે કે, ઉમ્મતને કિયામત સુધીના ફિત્નાઓથી સાવચેત જરૂર કરે. પરંતુ કુર્આન શરીફ અને હદીષ શરીફની રોશનીમાં વર્ણન કરે. અમૂક એવી બાબતો જેનો સંબંધ દજ્જાલના ફિત્ના સાથે ઘણો જ દૂરનો છે. તેને ફક્ત યુરોપિય મિડીયાના કહેવા પ્રમાણે નકલ કરી દેવાથી લોકોમાં ભયનું વાતાવરણ ફેલાય છે. જેમકે દજ્જાલ ક્યાં છે ? બરમુડા ત્રિકોણ શું છે ? કબાલા શું છે ? 5G નેટવર્ક, RFID માઈક્રો નેનોચીપ, આઈ.ડી. ૨૦૨૦ વગેરે દજ્જાલી શક્તિઓનો સામાન્ય મુસ્લિમોમાં ઉલ્લેખ કરી તેમને ડરપોક બનાવવાની જરૂરત નથી.

યહુદીઓ અને યુરોપિય સત્તાઓનું કામ છે કે, તે પોતાની ટેકનોલોજી અને હથિયારોની જરૂરતથી વધારે પ્રશંશા કરી પોતાની શક્તિનું વધારી-ચઢાવીને પ્રદર્શન કરે છે. પ્રોપેગન્ડો કરવો તેમની લડાઈનો મહત્વનો ભાગ છે. કુર્આનમાં બદરની લડાઈનો નકશો ખેંચતા અલ્લાહપાકે પોતાની હિકમત

અને તાકાતનું વર્ણન કર્યું છે. તેમાં મુસ્લિમોને દુશ્મનની તૈયારીનું વર્ણન કરી પોતાની (ફરિશ્તા મારફતે) મદદનું પણ વર્ણન કર્યું છે. અને વારંવાર અલગ-અલગ અંદાજ અને હિકમતોના વર્ણન સાથે બદર, ખન્દક, હુનૈન, સુલહ હુદૈબિયહ, તબૂક વગેરેની લડાઈઓનો મદદનો નકશો બતાવ્યો છે.

આ વાત પણ વિચારવા જેવી છે કે, દજ્જાલનું તે વર્ણન કરવું તો જરૂરી છે, જેમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તેની શક્તિ અને તાકાતનું વર્ણન કર્યું છે. તેને મુહદ્દિષીને કિરામ તથા આપણાં સમયના વહેણના અનુસંધાનમાં સમજવું પણ જરૂરી છે અને આ મહાન ફિત્નો આવતાં પહેલાં જે યુરોપિય નાસ્તિકવાદ, સેક્યુલિરિઝમ, નગ્નતા, અશ્લિલતા, વ્યાજુ વહેવાર, કૌટુંબિક માળખાનું વેરવિખેર થઈ જવું વગેરે ફિત્નાઓ જન્મ્યા છે. તેનો સંપૂર્ણ ઈતિહાસ જાણવો જરૂરી છે, જેના તરફ સૂરએ કહફની વિવિધ આયતોમાં ઈશારા કરવામાં આવ્યા છે. જેને ભૌતિકવાદ (માદ્દીયત) કહેવામાં આવે છે. જેમાં એક અલ્લાહપાકનો ઈન્કાર અને માનવીનું વાંદરાથી રૂપાંતર (ઉત્ક્રાંતિવાદ) તથા અલ્લાહપાક માટે અવલાદ (બેટા) માનવું તથા દરેક બાબતમાં મધ્યમ માર્ગથી હટી આગળ-પાછળ (અતિરેક) થવું, વગેરે બાબતોનું જ્ઞાન જરૂરી છે. અને ઈસ્લામના મધ્યમમાર્ગ (વસત)નો ખુલાસો કરવો આવશ્યક છે.

હાલના સંજોગોમાં કોરોનો વાયરસ બાબતે મિડીયામાં વિવિધ વાતો ચાલી રહી છે. જેમાં 'બાયોલોજીકલ' રીતે આને લેબોરેટરીમાં તૈયાર કરવામાં આવ્યા છે. એ બાબતે મહાસત્તાઓ અમેરિકા-ચાયના દરમ્યાન શાબ્દિક યુધ્ધ પણ ચાલી રહ્યું છે. અને વર્ષોથી મહાસત્તાઓ જૈવિક તથા બાયોલોજીકલ વાયરસોનું લેબોરેટરીઓમાં ટેસ્ટીંગ કરી રહી છે તથા એકબીજાને ધમકીઓ પણ અપાય ચૂકી છે. અસ્બાબના દરજામાં બંદાઓની પોતાની શક્તિ પ્રમાણે આ વસ્તુઓની શક્યતા છે, પરંતુ એટલું ઈમાન તો જરૂરી છે કે, મૌત-જીવન અને નફો-નુકસાન અલ્લાહપાકના હાથમાં છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને નમરૂદના સંવાદમાં નમરૂદે એવું કહ્યું કે, હું પણ મૌત અને

જીવન આપી શકું છું, અને પછી એક બેકુસૂરને કત્લ કર્યો અને ગુનેહગારને માફી આપી દીધી અને તેને મૌત-જીવન અર્પેલું સમજ્યો. હાલાંકે બન્નેવનું મૌત તો તેમના સમયે જ આવ્યું. તો હઝરત ઈબ્રાહીમ (અલૈ.) સમજી ગયા કે, આ અસ્બાબને જ મૌત-હયાત સમજે છે, તો પછી આપે તેને ચેલેન્જ આપ્યું કે, અલ્લાહપાક સૂર્યને પૂર્વથી ઉગાડે છે, તું પશ્ચિમથી ઉગાડી બતાવ. તો તેને સમજમાં આવી ગયું અને ચૂપ થઈ ગયો.

આ જ પ્રમાણે યહુદીઓની હઝારો માણસોની એક જમાઅત મૌતના ખૌફથી પોતાના વતનથી નીકળી ગઈ, તો અલ્લાહપાકે પ્રથમ તેમને મૌત આપ્યું અને પછી તેમને જીવંત કર્યા. સહાબીએ જંગલમાં એક ઉંટને ખૂજલી થવાને લઈ બધા જ ઉંટો વિશે આપ (સલ.)થી કહ્યું, તો આપ (સલ.)એ સવાલ કર્યો કે, પહેલા ઉંટને કોણે ખૂજલીવાળુ કર્યું ? આ પ્રમાણેના ઘણા દાખલાઓ કિતાબમાં મેં વર્ણન કર્યા છે. તે જ પ્રમાણે અગર યહુદીઓએ આ બાયોલોજીકલ વાયરસ બનાવ્યા પણ હોય તો પણ આપણે એટલું યકીન તો કરવું પડશે કે તેનાથી જો મૌત લખ્યું હશે તો જ આવશે, અને અલ્લાહપાકે નથી લખ્યું તો પોઝેટીવ રીપોર્ટ આવ્યા પછી પણ માણસ તંદુરસ્ત થઈ જાય છે. અને મૌત લખ્યું હશે તો નેગેટીવ રીપોર્ટ આવ્યા બાદ પણ મૃત્યુ પામે છે. આ લખી રહ્યો છું તેનાથી એક કલાક પહેલાં એક પોલિસ ઓફીસર વિશે સોશિયલ મિડીયામાં સમાચાર આવ્યા કે, બે વખતે નેગેટીવ રીપોર્ટ આવ્યો, સવારે રજા આપવાની હતી અને રાત્રે તેમનું મૃત્યુ થયું.

માટે કોરોના વિશે પણ અલ્લાહપાકની તકદીર ઉપર ઈમાન રાખવું જરૂરી છે. 'શહીદ'ની વ્યાખ્યા કરતી વખતે ફિકહની કિતાબોમાં એક શબ્દ આવે છે કે, અલ્લાહપાક તરફથી તેની મૌત કોઈના માધ્યમથી આવે છે. માધ્યમ વાસ્તો હોવાને આધારે ગુનેહગાર ઠરશે, પરંતુ તેને મૌત આપનાર સમજવામાં નહીં આવે. આ પ્રમાણેની સંખ્યાબંધ આયતો અને હદીષો મૌજૂદ છે.

દજ્જાલ વિશે અમૂક મોઅતબર આલિમોએ મોર્ડન ટેકનોલોજીની વાતો લખી છે, પરંતુ તેમણે સાથે તેનાથી બચવાના સહીહ ઈસ્લામી હલ પણ

દર્શાવ્યા છે. જેમકે મૂફતી અબૂ લુબાબહ સાહબ, મૌ.આસિમ ઉમર સાહબ. એટલે જરૂરત પૂરતી તેમની વાતો પઢવામાં કોઈ વાંધો નથી. મેં આ વિષયને સૂરએ કહફની રોશનીમાં હલ કરવાનો પ્રયત્ન કર્યો છે, માટે હઝરાતે મુફસ્સીરીનની વાતો નકલ કરી છે. અને એના અનુસંધાનમાં હઝરત મૌલાના સૈયદ મનાઝિર અહસન ગીલાની (રહ.)ની કિતાબ 'દજ્જાલી ફિત્નેકે નુમાયા ખદોખાલ' તથા હઝરત મૌલાના સૈયદ અબુલ હસન અલી નદવી (રહ.)ની સૂરએ કહફની તફસીર 'મઅરકએ ઈમાનો માદીયત' વગેરેથી ફાયદો ઉઠાવ્યો છે. અને સૂરએ કહફમાં જે ચાર કિસ્સાઓ છે, તેમની રોશનીમાં દજ્જાલના ચાર ફિત્નાઓ (૧) ઈમાનનો ફિત્નો (આઝમાઈશ), જેનો સંબંધ અસ્હાબે કહફ સાથે છે તથા (૨) માલો-દૌલતનો ફિત્નો અને દુન્યાની હકીકત, જેનો સંબંધ બાગવાળાઓ સાથે છે. (૩) જ્ઞાન અને ઈલ્મનો ફિત્નો, તથા ઈલ્મના બે પ્રકાર છે (૧) શરઈ (૨) તકવીની અને તેમાં અલ્લાહપાકની વિશાળ હિકમતો, ભેદો વગેરે જેનો સંબંધ હઝરત મૂસા (અલૈ.) અને હઝરત ખિઝર (અલૈ.) સાથે છે. અને (૪) હુકૂમત તથા સત્તાનો ફિત્નો, જેનો સંબંધ હઝરત ઝુલ્કરનૈન અને યાજૂજ-માજૂજ સાથે છે. તેમનું વર્ણન સવિસ્તર કરવામાં આવ્યું છે. અલ્લાહપાકથી દુઆ છે કે, તે ઉમ્મતને આ તમામ ફિત્નાઓથી મહફૂઝ અને સુરક્ષિત રાખે.

સૂરએ કહફના ચારે કિસ્સાઓ ફિત્ના અને આઝમાઈશના સંયુક્ત બંધનથી બંધાયેલા છે. ચારેવ કિસ્સાઓના તે હિસ્સાને જ વધારે સ્પષ્ટતાથી વર્ણન કરવામાં આવ્યા છે. જેમાં આઝમાઈશ અને મદદે ખુદાવંદીનું વર્ણન છે. જેમકે હઝરત મૂસા (અલયહિસ્સલામ)નો બનાવ વધુ પડતી જગ્યાએ ફિરઔન સાથે વર્ણન થયેલો છે. પરંતુ સૂરએ કહફમાં હઝરત ખિઝર (અલૈ.) સાથે ખાસ અલગ પ્રકારની આઝમાઈશ જોડાયેલી હતી. માટે તેનું જ વર્ણન કરવામાં આવ્યું.

**(૧) દીનની આઝમાઈશ (પરિક્ષા)** : દીનની નિસ્બતથી આઝમાઈશ આવે. ચાહે તકલીફ આપવી, સતાવવા અથવા ડર અને ખૌફ પેદા કરવામાં

આવે. જેવી રીતે ગુફાવાળાની પરિક્ષા થઈ.

**(૨) માલનો ફિત્નો-આઝમાઈશ :** માણસને પોતાના માલ-દૌલત, બાગ-બગીચાઓ ઉપર ઘમંડ આવે અને તે અલ્લાહપાકનો શુક્ર અદા ન કરે. બલ્કે પોતાની મહેનતનું જ ફળ સમજે અને ગરીબોને હકીર સમજે. જેમકે બાગવાળાએ ઘમંડ કર્યો અને બરબાદ થઈ ગયા.

**(૩) ઈલ્મ અને જ્ઞાનનો ફિત્નો-આઝમાઈશ :** પોતાના ઈલ્મ-જ્ઞાન-ટેકનોલોજી અથવા કોઈ પણ લાયકાત ઉપર ઘમંડ કરવો. પોતાને બીજા લોકોથી વધુ જ્ઞાની સમજવો અથવા એવો ઈલ્મ-જ્ઞાન પ્રાપ્ત કરવો જેનાથી સમાજને કોઈ ફાયદો ન પહોંચે, બલ્કે લોકોને નુકસાન કરે. હઝરત મૂસા (અલૈ.) નમ્રતા સાથે હઝરત ખિઝર (અલૈ.) પાસે જાય છે. સૌથી વધુ જ્ઞાની હતા, પરંતુ અલ્લાહપાક એમના મારફતે બધા જ જ્ઞાની લોકોને નમ્રતા શીખવી રહ્યા છે. હઝ. મૂસા (અલૈ.) કેવી નમ્રતાથી હઝ. ખિઝર (અલૈ.)ને કહી રહ્યા છે કે, શું હું આપનો સેવક (ખાદિમ) બની આપથી તે ઈલ્મ પ્રાપ્ત કરી શકું છું જે અલ્લાહપાકે આપને આપ્યો છે ?

**(૪) તાકાત (હુકૂમત) અને હુન્નર (કારીગરી)ની આઝમાઈશ :** કોઈ વ્યક્તિને હુકૂમત, ટેકનોલોજી અને પ્રગતિ-વિકાસની લાયકાત મળે અને તે આ શક્તિઓને લોકો ઉપર ઝુલ્મ-અત્યાચાર કરવામાં વાપરે અને પોતાના પાલનહારની નાફરમાની તથા કુફ્રમાં વાપરે. હઝ. ઝુલ્કરનૈનને આ બધી જ શક્તિઓ-લાયકાતો હોવા છતાં તે વિનમ્રતા, પબ્લિકના ફાયદા અને રાહત માટે વાપરી રહ્યા છે. અને આ લાયકાત હુકૂમતને પોતાનો કોઈ કમાલ નથી દર્શાવતા, બલ્કે અલ્લાહનો ફઝલ, રહમત અને ઈન્આમ દર્શાવે છે.

આ ફિત્નાઓથી બચવા માટે આયત ૫૦માં કારણ પણ દર્શાવ્યું છે કે, મને છોડીને તમારા દુશ્મન શયતાનને દોસ્ત બનાવશો ? જ્યારે કે તે તમારો દુશ્મન છે. (શયતાન) દજ્જાલના ફિત્નાઓ પણ ચાર હશે : (૧) તે પોતાની ઈબાદતનો પ્રચાર કરશે, શહીદ કરશે, પાછો જીવંત કરશે. જેથી એની

ખુદાઈય્યત માનવામાં આવે. (૨) સાથે માલનો ફિત્નો પણ હશે. વરસાદ લાવશે, રેતીના રણને હરિયાળા કરી દેશે. (૩) એવી એવી ખબરો બયાન કરી લોકોને તઅજ્જુબમાં નાંખશે, જેથી લોકો તેના ઉપર ઈમાન લાવે. (૪) મક્કા મુકર્રમહ, મદીના મુનવ્વરહ સિવાય આખા જગતમાં ફરી વળશે.

કુર્આન શરીફ દરેક કિસ્સાના અંતમાં તેનાથી બચવાનો ઈલાજ પણ બતાવે છે. ફક્ત કિસ્સાઓ વર્ણન નથી કર્યા.

(૧) નેક સોહબત, દીનનો ફિત્નો ગુફાવાળા સાથે થયો. ફિત્નાથી બચી દીન ઉપર મઝબૂતીથી રહેવા માટે નેક સોહબત જરૂરી છે. આયત-૨૮માં તેના તરફ ઈશારો કર્યો. સબ્ર અને સોહબત, આખિરતની યાદી, કાફિરોનું ઠેકાણું જહન્નમ છે. ફિત્નાથી બચવા માટે આ ઉત્તમ દવા છે કે, માણસ જહન્નમને યાદ કરે. (આયત-૨૯ માં જહન્નમનું વર્ણન છે.)

(૨) દુન્યાથી દૂરી, માલનો ફિત્નો, દુન્યાની હકીકત સમજવી. જેને આયત ૪૫થી દાખલો આપી સમજાવી. તેનાથી દુન્યાના જલ્દી ખતમ થવા તરફ ઈશારો કરવામાં આવ્યો. સાથે આખિરતની યાદ દરેક ફિત્નામાં યાદ રાખવી જરૂરી છે. (આયત ૪૭ થી ૪૯ માં આખિરતનું વર્ણન છે.)

(૩) ઈલ્મના ફિત્નાથી બચવા, તવાઝુઅ (નમ્રતા) ઉસ્તાદ શાગીર્દ બન્નેવે ઘમંડથી બચવું. આયત ૬૯ થી તેના તરફ ઈશારો. જ્યારે અલ્લાહના કલીમ આ શબ્દો નમ્રતા સાથે ફરમાવે છે કે, હે ખિઝર ! આપ ઈલ્મના સફરમાં મને ધીરજ, સબ્ર કરવાવાળો જોશો. અને કોઈ વાતમાં આપથી વિરૂદ્ધ કૃત્ય નહીં કરીશ. તો પછી આપણી ડીગ્રીઓ-સનદોની શું વિસાત ?

(૪) હુકૂમતના ફિત્નાથી બચવા માટે ઈખ્લાસ, નમ્રતા અને દરેક કામને અલ્લાહ તઆલાનો ફઝલ સમજવો. ઝુલ્કરનૈન તરફથી ઈખ્લાસની તાકીદ તથા ઈખ્લાસ ન હોવાની હકીકત તરફ આયત ૧૦૩-૧૦૫ થી ઈશારો. આ આયત શરીફમાં મુશ્રિકોનું વર્ણન કરે છે અને આયત ૧૧૦ મુઅમિનીનના ઈખ્લાસને વર્ણન કરે છે.

સૂરએ કહફના કિસ્સા હરકત, મહેનત, ધગશને દર્શાવે છે. મુઅમિને હિજરત પણ કરવી પડે તો તૈયાર રહે. અસ્હાબે કહફની હરકત, હઝરત મૂસા (અલૈ.), હઝરત ખિઝર (અલૈ.)નો લાંબો સફર. હઝ. ઝુલ્કરનૈનનો પૂર્વ-પશ્ચિમનો સફર. ફિત્નાથી બચવા માટે હકારાત્મક હરકતો હિજરત વગેરે જરૂરી છે.

સૂરતની શરૂઆત તથા અંત પણ કુર્આન શરીફથી કરી બતાવ્યું કે, ફિત્નાથી બચવાનું સૌથી મોટું સાધન કુર્આન શરીફ છે. સૂરતના કિસ્સાઓ દઅવતના બધા જ તરીકા બતાવે છે. (૧) ગુફાવાળાની બાદશાહને તૌહીદની દાવત. (૨) દોસ્ત તરફથી (બાગવાળા) દોસ્તને દઅવત (૩) ઉસ્તાદ હઝરત ખિઝર તરફથી શાગીર્દ હઝરત મૂસા (અલૈ.)ને. (૪) બાદશાહ (ઝુલ્કરનૈન) પબ્લીકને દાવત આપે.

આનાથી ઈશારો છે કે, કુર્આનની દઅવત બધા જ ફિત્નાઓનો ઈલાજ છે. સૂરતના કિસ્સાઓ ઈમાન બિલ્ગયબની વારંવાર તલ્કીન કરે છે. માણસને સવાલ પેદા થાય છે કે, ગારવાળા કેવી રીતે, કેટલા વર્ષ ગુફામાં રહ્યા. (આયત-૨૨), યાજૂજ-માજૂજની દીવાલ, હઝરત ખિઝરનો કિસ્સો એની હકીકત શું છે. આ બધા કિસ્સાઓ આપણને બતાવી રહ્યા છે કે ગૈબ અને પરલોક (આખિરત) તથા દુન્યામાં પણ જેટલા બનાવો બની રહ્યા છે તેની અસલ હકીકત ફક્ત અલ્લાહ તઆલાને જ ખબર છે. અને અમૂક વખતે વસ્તુની જાહેરી શકલ કંઈક હોય છે અને અસલ હકીકત બીજી જ હોય છે. જાહેરી નફામાં નુકસાન અને નુકસાનમાં ફાયદા હોય છે. માટે ફક્ત અલ્લાહપાક ઉપર જ ભરોસો કરો, તેનાથી જ મદદ માંગો. તેના સિવાય કોઈ મદદગાર નથી.

ગુફાથી માણસને ડર, અંધારૂ અને રોબ લાગે છે. પરંતુ કુર્આન આ ગુફાને અમન અને રહમતવાળી કહે છે. આયત-૧૬માં રહમતનો ઉલ્લેખ છે.

અમૂક લોકો બિલ ગિટ્સની એક મીટીંગનો વિડિયો રજૂ કરે છે, જેમાં

તે વિશ્વની મહાસત્તાઓના પ્રતિનિધિઓ અને વૈજ્ઞાનિકોને સંબોધીને કહે છે કે, માનવીમાં અલ્લાહપાકથી મુહબ્બત, તઅલ્લુક અને તેના અહકામ ઉપર અમલ કરવાનો જે જઝબો તથા તેના માટે સર્વ ફિદા કરી દેવાવાળી કુદરતી શક્તિ (Gene) હોય છે. તેને અમે વેકસીન મારફતે ઘણી સરળતાથી ખતમ કરી આપીશું. તેના કહેવાનો આશય આ છે કે, દરેક વ્યક્તિમાં બે વિવિધ પ્રકારના જીન હોય છે. એક ખુદાઈ જીન અને એક નોરમલ જીન. ખુદાઈ જીનને લઈ લોકો ધાર્મિક વૃત્તિવાળા હોય છે. તે જઝબાતી અને જિહાદી સ્વભાવવાળા હોય છે. જ્યારે નોર્મલ જીનને લઈ લોકો ‘‘જીવો અને જીવવા દો’’ તથા ‘‘માનવતા જ સૌથી મોટો ધર્મ છે’’ એવો દૃષ્ટિકોણ ધરાવે છે. અર્થાત્ આ લોકોને ધર્મથી કોઈ લેવાદેવા નથી. તેમને ઘણી સરળતાથી કાબૂમાં કરી શકાય છે. તેમના જીવનનો કોઈ હેતુ હોતો નથી. અને તે આપણી લોભામણી વાતોમાં સરળતાથી આવી જાય છે, અને આપણા કહ્યા પ્રમાણે ચાલે છે. જ્યારે ધાર્મિક વૃત્તિવાળા જીન ધરાવનાર લોકો આપણા હેતુઓ પાર પાડવામાં રૂકાવટ બને છે. દુનિયાને ગુલામ બનાવવાના આપણા ષડયંત્રોને સારી રીતે સમજે છે અને તેનો તોડ પણ જાણે છે.

માટે પહેલા આપણે તેમના માટે વાયરસ ફેલાવીશું અને ત્યાર બાદ તેની વેકસીન પણ બનાવીશું અને વિશ્વભરમાં તે વેકસીન પહોંચાડીશું. ખાસ કરીને મધ્યપૂર્વ (અરબ દેશો)ના લોકો સુધી તેને પહોંચાડવાની ભરપૂર કોશિશો કરીશું. જેથી તેમની ધાર્મિક વૃત્તિ સુસ્ત થઈ જાય અને તે ધર્મ કરતાં નોર્મલ (જાનવરો જેવું) જીવન જીવતા થઈ જાય. આ પ્રમાણેની ખબરો ઉર્દુ સોશિયલ મીડિયામાં ફરી રહી છે. અને ઘણા લોકોએ પ્રશ્નો પૂછ્યા કે શું આ પ્રમાણે હિદાયતને ગુમરાહી અને કુફ્રથી બદલી શકાય છે ?

તો એનો સાફ જવાબ છે કે, હિદાયત અને ગુમરાહી બાબતે કુર્આન શરીફની સંખ્યાબંધ આયતોમાં સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું છે કે, આ બન્નેવ અલ્લાહપાકના જ ઈખ્તેયાર અને કંટ્રોલમાં છે. તે જેને હિદાયત આપવા માંગે છે તેને કોઈ ગુમરાહ કરી શકતું નથી અને તે જેને ગુમરાહ કરવા

(હિકમતને લઈ) ચાહે છે, તેને કોઈ હિદાયત આપી શકતું નથી. એક હદીષ શરીફમાં છે કે બંદાઓના દિલ રહમાનની આંગળીઓના વચમાં (કબ્ઝામાં) છે. તે જે તરફ ફેરવવા ચાહે તે તરફ ફેરવે છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ)ના વાલિદ અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના કાકા જનાબ અબુ તાલિબ હિદાયતથી મહરૂમ રહ્યા. અને તે મોકા પર તસલ્લી આપતા આયત ઉતરી કે આપ જેને ચાહો તેને હિદાયત આપી શકતા નથી. પરંતુ અલ્લાહપાક જ જેને ચાહે તેને હિદાયત આપે છે. જો કે જાહેરી હિદાયતનો ઝરીઓ નબીઓ જ બને છે. તેને 'ઈરાઅતુત્તરીક' (રસ્તો બતાવવો) કહેવામાં આવે છે. અને અલ્લાહપાક તરફથી મળતી હિદાયતને 'ઈસાલ ઈલલ્મત્લૂબ' (રસ્તા સુધી પહોંચાડવા) કહેવામાં આવે છે.

એક આયતમાં ઈર્શાદ છે : ''એ વાત સમજી લો કે અલ્લાહ તઆલા આડ બની જાય છે વ્યક્તિ અને તેના દિલની વચ્ચે.'' આ વાક્યના બે ભાવાર્થો હોઈ શકે છે. અને બંનેમાં મહાન હિકમત અને શિખામણ જોવા મળે છે, જે દરેક વ્યક્તિએ દરેક સમયે યાદ રાખવી જોઈએ.

એક ભાવાર્થ તો એ હોઈ શકે છે કે, જ્યારે કોઈ નેક કામ કરવા અથવા ગુનાહથી બચવાનો સમય આવે તો તેણે તરત જ તેના માટે પ્રવૃત્ત થવું જોઈએ, મોડું કરવું જોઈએ નહિ અને આ ફુરસદના સમયને ગનીમત સમજે. કારણ કે અમૂક વ્યક્તિના ઈરાદા વચ્ચે અલ્લાહપાકની ઈચ્છા આડ બની જાય છે અને તે પોતાના ઈરાદામાં સફળ થઈ શકતો નથી. કોઈ બીમારી આવી જાય છે અથવા મૌત આવી જાય છે અથવા કોઈ એવી પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થઈ જાય છે કે, તેને પોતાનું નિર્ધારિત કામ કરવાની ફુરસદ જ નથી મળતી. એટલા માટે મનુષ્યએ ઉંમરની ફુરસદના સમયને ગનીમત સમજવો જોઈએ અને આજનું કામ કાલ ઉપર ન ટાળવું જોઈએ. કારણ કે ખબર નથી કાલે શું થવાનું છે ?

આ વાક્યનો બીજો ભાવાર્થ એ હોઈ શકે છે કે, તેમાં અલ્લાહ તઆલા તરફથી પોતે પોતાના બંદાઓથી અત્યંત નિકટ હોવાનું બતાવવામાં આવ્યું.

જેમકે બીજી આયતોમાં અલ્લાહ તઆલા માનવીની ગરદનની નસથી પણ વધારે નજીક હોવાની વાતનો ઉલ્લેખ છે.

મતલબ એ છે કે, મનુષ્યનું દિલ દરેક સમયે અલ્લાહ તઆલાની ખાસ દેખરેખ હેઠળ છે. જ્યારે તે કોઈ બંદાને બૂરાઈઓથી રક્ષણ આપવા ઈચ્છે છે તો તેના દિલ અને ગુનાહો વચ્ચે તે આડ બની જાય છે અને જ્યારે કોઈના નસીબમાં દુષ્ટતા લખેલી હોય છે, તેનું દિલ અને નેક કામો દરમિયાન આડ ઉભી કરવામાં આવે છે. એટલા માટે રસૂલે કરીમ (સલ.) પોતાની દુઆઓમાં મોટાભાગે આ દુઆ કર્યા કરતા હતા : **"યા મુકલ્લિબલ્ કુલૂબિ ષબ્બિત કલ્બિ અલા દિનિક"** એટલે કે, ''હે દિલોને પલટાવનાર! મારા દિલને તારા દીન ઉપર અડગ અને કાયમ રાખજે.''

હવે આ બાબત સમજવી જરૂરી છે કે, શયતાની તાકતો લોકોને રાત-દિવસ ગુમરાહ કરવાની મહેનતો કરે છે અને અમૂક અંશે તે સફળ પણ થાય છે. તો એ તથા શયતાનને મોહલત મળવા પાછળ અલ્લાહપાકની ઘણી મોટી હિકમત છૂપાયેલી છે. એક આયતમાં શયતાનની મોહલત વર્ણન કરતાં ફરમાવ્યું :

...તેણે અરજ કરી : મને તે દિવસ સુધી મોહલત આપ, જે દિવસે લોકોને (કબરોથી) ઉઠાડવામાં આવશે, (૧૪) અલ્લાહપાકે ફરમાવ્યું : (વારૂં) તને મોહલત આપવામાં આવે છે. (૧૫) (ફરી) તે બોલ્યો : તેં મને ગુમરાહ કર્યો છે તેથી હું પણ અવશ્ય તારા સીધા માર્ગ પર તેમની તાકમાં બેસીશ. (૧૬) પછી તેમની ઉપર તેમની આગળથી, તેમ પાછળથી અને જમણી બાજુથી તેમ ડાબી બાજુથી હુમલો કરીશ અને તું તેઓમાંના ઘણાને શુક્રગુઝાર પામીશ નહિ. (૧૭) અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : અહીંથી બુરા હાલથી મરદૂદ થઈને નીકળી જા, (પછી) તેઓમાંથી જે કોઈ તારે રસ્તે ચાલશે તો હું (પણ) જરૂર તમારા સૌથી જહન્નમને ભરી દઈશ. (૧૮)

અલ્લાહ તઆલાના ઈલ્મમાં પણ શયતાનને મોહલત આપવાનું પ્રથમ નક્કી થયેલું હોવાથી તેને કિયામતના દિવસ સુધી મૌતથી મોહલત આપવામાં

આવે છે. શયતાન કિયામત સુધી જીવતો રહેશે. કિયામત આવતા સૌના ફના થઈ જવા પછી તે પણ મરણ પામશે અને તે પછી હશ્રના મેદાનમાં સર્વ મખ્લૂકની માફક ફરી સજીવન થઈ ઉઠશે. આ પ્રમાણે તેની માંગણી મુજબ તેને મોહલત આપવામાં એ રહસ્ય છે કે, જ્યારે અલ્લાહપાકે પોતાની કામિલ સિફતો અને બાદશાહીની મહત્તા જાહેર કરવા ધાર્યું, ત્યારે તેણે જગતની રચના કરી. એ સૌ રચના અને તેના બંદોબસ્તથી અલ્લાહપાકનો હેતુ એ જ છે કે, લોકોને તેની સંપૂર્ણ કુદરત અને તેના અપાર ઈલ્મ વગેરે ગુણોની માહિતી થતાં તેની બંદગી કરે. તો વાત તદ્દન સ્પષ્ટ છે કે, જગતની રચનાથી આ હેતુ સંપૂર્ણ રીતે ત્યારે જ પૂરો થઈ શકે છે, જ્યારે કે મખ્લૂકમાં તેની દરેક પ્રકારની સિફતો અને કમાલોની અસર જોવામાં આવે, તો એના માટે જગતમાં તાબેદાર, વફાદાર તેમજ નાફરમાન અને ગુનેહગાર દરેક પ્રકારના લોકો હોવા જોઈએ. તે ઉપરાંત ખુદાઈ દુશ્મનોને સંપૂર્ણ રીતે બળ અજમાવવા અને સ્વાભાવિક સઘળી શક્તિઓ અને તેના સાધનોના ઉપયોગ કરવા માટે છેલ્લી ઘડી સુધી મોહલત અને આઝાદી પણ મળવી જોઈએ કે જેના પરિણામે આખરે ખુદાઈ સત્તાના સૈનિકો વિજેતા બને અને શત્રુઓ સંપૂર્ણ શિક્ષાને પાત્ર ઠરે. તો ભલાઈ અને બુરાઈ તથા તેના મૂળને પેદા કરવાનો પણ તે જ હેતુ છે, જે જગત રચનાનો છે.

ત્યારે આ વાત જરૂરી થઈ કે સૌથી મોટા દુશ્મન ઈબ્લીસને જે બુરાઈ-ઓના મૂળ રૂપ છે, જે તેને પૂરતી મોહલત મળવી જોઈએ કે જેથી તે કિયામતના કાયમ થતાં સુધી પોતાની શક્તિઓ અને સાધનોનો પેટ ભરીને ઉપયોગ કરી લે, પરંતુ આ મુકાબલો સર્વવ્યાપી તથા સર્વશક્તિમાન અલ્લાહ તઆલા સાથે અસંભવિત હોવાથી અલ્લાહ તઆલાના નાયબ અને ખલીફા તરીકે મનુષ્યને મુકાબલામાં મૂક્યા કે જેથી તેને મનગમતી રીતે લડાઈનો મોકો મળી શકે અને જ્યાં સુધી માનવી નાયબ અને ખલીફહ તરીકેની ફરજો બજાવતો રહે, ત્યાં સુધી ખાસ શાહી ફોજ એટલે ફરિશ્તાઓ વડે તેની મદદ કરવામાં આવે અને નિર્બળતા છતાં ખુદાઈ કૃપાથી શત્રુઓ

પરાજિત થાય. તો ખૂબ સમજી લો કે આ પૃથ્વી ઈબ્લીસ અને માનવજાતિ માટે યુદ્ધનું મેદાન છે અને બંને બાજુથી યુદ્ધમાં જાનતોડ કોશિશો થવા માટે બન્નેમાં હદ ઉપરાંત દુશ્મની હોવી જરૂરી હોવાથી આ બાબતો બની ગઈ કે ઈબ્લીસે આદમ (અલૈ.)ને સિજદો ન કર્યો, તેથી તેને મરદૂદ કરવામાં આવ્યો અને બીજી બાજુ હઝરત આદમ (અલૈ.)ને ઈબ્લીસના વસવસા અને ધોકાથી જન્નત છોડવી પડી. આ પ્રમાણે દરેકના દિલમાં એકબીજાની અદાવતનાં મૂળ જામી લડાઈ શરૂ થઈ ગઈ.

શયતાને કહ્યું કે, હઝરત આદમ (અલૈ.) અને તેમના વંશજોના ઈમાનવાળા પર લૂંટારૂઓ માફક ચોમેરથી અનેક પ્રકારે હુમલાઓ કરી તેઓને બહેકાવવાની કોશિશ કરીશ કે જેથી તેઓ તારી બંદગી ન કરી શકે અને હું તેમાં સફળ પણ થઈશ, તેથી તારા ઉપકારોને માની તેના શુક્રિયહ તરીકે ઈબાદત કરનારા ઓછા જ નીકળશે.

મતલબ કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : જો ઘણાખરા લોકો નગુણા-નાશુક્રા થઈ જશે, તો પણ મારું શું બગડશે ? પરિણામે તે જ થોડા વફાદારો માટે સફળતા અને નજાત થશે અને નાશુક્રાઓની બહુમતીને દોઝખના હવાલે કરવામાં આવશે અને આ પ્રમાણે જાહેર કરવામાં આવશે કે શયતાનના ચેલાઓની બહુમતી પણ અલ્લાહ તઆલાના ખલીફહની થોડી ફોજને પરાજિત ન કરી શકી.

જેમકે બીજી એક આયતમાં ફરમાવ્યું :

...એ (મુશરિક) લોકો તો અલ્લાહને છોડી માત્ર નારી જાતિ(ની મૂર્તિઓ)ને જ પૂજે છે, તેમજ તે બદમાશ શયતાનને પૂજે છે, (૧૧૭) જેને અલ્લાહપાકે પોતાની રહમતથી દૂર કર્યો છે અને જેણે એમ કહ્યું હતું કે અવશ્ય હું તારા બંદાઓમાંથી (મારી તાબેદારી કરવાનો) મુકર્રર ભાગ લઈશ (૧૧૮) અને (તે એવી રીતે કે) હું તેઓને જરૂર ગુમરાહ કરીશ અને તેઓને (ખોટી) આશાઓ ઉત્પન્ન કરાવીશ, તેમ તેઓને એવી ભ્રમણા આપીશ કે જેથી તેઓ (મૂર્તિઓના નામ ઉપર) પશુઓના કાન ચીરતા

**રહેશે અને એવી પણ ભ્રમણા આપીશ કે જેથી તેઓ અલ્લાહ તઆલાના ઉત્પન્ન કરેલા સ્વરૂપોને બદલી નાખશે; અને જે કોઈ અલ્લાહપાકને છોડી શયતાનને દોસ્ત બનાવશે તો બેશક તે જાહેરી નુકસાનમાં પડશે. (૧૧૯) તે (શયતાન) તેઓને (નિર્ભયતાનું) વચન આપે છે અને તેઓને (ખોટી) આશાઓ અપાવે છે; પણ શયતાન તેઓને એવા જે કંઈ વચન આપે છે તે સૌ ધોકો જ હોય છે. (૧૨૦) એવાઓનું ઠેકાણું જહન્નમ છે અને તેઓ ત્યાંથી નાસી છૂટવાનો કોઈ પણ માર્ગ મેળવી શકશે નહિ. (૧૨૧)**

શયતાન સિજદો નહિ કરવાથી મરદૂદ થયો ત્યારે જ તેણે કહ્યું હતું કે હું આદમ (અલૈ.)ના કારણે ખરાબ થયો, તેથી એના વંશજોમાંથી ઘણાને ખરાબ કરીશ. એથી જણાયું કે શયતાન માનવજાતિનો શત્રુ છે, તેથી તે અવળે માર્ગે જ દોરશે, છતાં તેની તાબેદારી કરવી કેટલી બધી મૂર્ખાઈ !

એટલે જે લોકો મારા કાબૂમાં આવશે તેઓને સત્ય માર્ગથી ભરમાવીશ અને તેઓને એવી ભ્રમણા આપીશ કે કિયામત આવનાર જ નથી. તો હિસાબ અને તેના પછીના સવાબ-અઝાબની વાત જ ક્યાં રહી ? માટે અઝાબ વગેરેથી નિર્ભય બની આજીવિકામાં ગમે તે પ્રકારે વૈભવ-વિલાસ અને મોજ માણવામાં મચ્યા રહો. તદુપરાંત, મૂર્તિઓના નામે પશુઓના કાન ચીરીને છોડી મૂકવાનો તેમજ અલ્લાહપાકના અર્પણ કરેલા સ્વરૂપમાં ફેરફાર કરવાનું શીખવીશ. સ્વરૂપમાં ફેરફાર કરવું જેમકે હિજડા બનવું અથવા શરીરમાં સોયથી છૂંદણા વગેરે પાડવા અથવા બાળકોને માથે કોઈના નામની ચોટલી રાખવી, દાઢી મૂંડાવવી પણ એમાં જ દાખલ થાય છે. મુસ્લિમોએ એવા શયતાની કામોથી બચવું જરૂરી છે.

શયતાન તથા તેના ચેલાઓથી બચવા માટે અલ્લાહપાકે છેલ્લી બે સૂરતો ઉતારી, જેમાં તેમની બધી જ શરારતોથી બચવા માટે અલ્લાહ તઆલાની પનાહમાં આવવાની દુઆઓ શિખવાડવામાં આવી. અલ્લાહ તઆલા ફરમાવે છે :

**(હે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ !) આપ ફરમાવી દો કે પ્રભાતના**

**માલિકનો આશરો લઉં છું, (૧) દરેક વસ્તુની બુરાઈથી જે તેણે બનાવી છે (૨) અને અંધારી રાતની બુરાઈથી, જ્યારે કે તે આવી જાય (૩) અને (પઢી પઢીને દોરાની) ગાંઠો પર (જાદૂની) ફૂંક મારનારીઓની બુરાઈથી (૪) અને ઈર્ષા કરનારની બુરાઈથી (આસરો લઉં છું) જ્યારે કે તે અદેખાઈ કરે. (૫)**

આ તો દરેક મો'મિનનો અકીદો છે કે, દુનિયા અને આખિરતનો દરેક લાભ અને નુકસાન અલ્લાહ તઆલાના હાથમાં છે, તેની ઈચ્છા વિના કોઈ કોઈને એક રજકણ માત્ર લાભ કે નુકસાન નથી પહોંચાડી શકતું, તો દુનિયા અને આખિરતની બધી જ આફતોથી સુરક્ષિત રહેવાનો મુખ્ય આધાર માત્ર એક જ છે કે માનવી પોતાની જાતને અલ્લાહ તઆલાની શરણમાં સોંપી દે. આ જ અસલ વસ્તુ છે અને પોતાના અમલથી તેની શરણમાં આવવા લાયક બનવાની કોશિશ કરે. આ બંને સૂરતોમાં પ્રથમ એટલે કે સૂરએ ફલકમાં તો દુન્યવી આફતોથી અલ્લાહ તઆલાની પનાહ માંગવામાં આવી છે. સહીહ હદીષોમાં આ બંને સૂરતોની ઘણી ફઝીલતો અને બરકતો નકલ થઈ છે. સહીહ મુસ્લિમમાં હઝરત ઉક્બા બિન આમિર (રદી.)ની હદીષ છે કે રસૂલે કરીમ (સલ.)એ કહ્યું કે, તમને કંઈ ખબર છે કે આજની રાત અલ્લાહ તઆલાએ મારા ઉપર એવી આયતો નાઝિલ કરી છે કે તેનું ઉદાહરણ જોવા નથી મળતું. એટલે કે **'કુલ અઉઝુ બિરબ્બિલ ફલક'** અને **'કુલ અઉઝુ બિરબ્બિન્નાસ'** અને એક રિવાયતમાં છે કે તવરાત, ઈન્જીલ અને ઝબૂર તથા કુર્આન શરીફમાં પણ તેનું ઉદાહરણ કોઈ બીજી સૂરત નથી.

હઝરત આયશા સિદીકા (રદી.) કહે છે કે, રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને જ્યારે કોઈ બીમારી થતી તો આ બંને સૂરતોને પોતાના હાથો ઉપર ફૂંક મારી આખા શરીર ઉપર ફેરવી લેતા હતા, પછી જ્યારે ફાની દુનિયાથી આખિરત તરફ જવાના સમયે આપની તકલીફ વધી ગઈ તો હું આ સૂરતો પઢીને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના હાથો ઉપર ફૂંક મારી દેતી હતી અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)

પોતાના આખા શરીર ઉપર તેને ફેરવી લેતા હતા. હું આ કામ એટલા માટે કરતી હતી કે તેમના મુબારક હાથોનો બદલો મારા હાથ બની શકતા ન હતા. *(રવાહુ ઈમામ માલિક)*

ખુલાસો એ છે કે, બધી જ આફતોથી સુરક્ષિત રહેવા માટે આ બે સૂરતો રસૂલે કરીમ (સલ.) અને સહાબા (રદી.)નો નિત્યક્રમ હતો. આગળ સૂરતના શબ્દો સાથે તફસીર જુઓ :

''ફલક''નો શાબ્દિક અર્થ ''ફાટવા''નો થાય છે. તેનો ભાવાર્થ રાત્રિનો પ્હો ફાટવો અને સવારનું જાહેર થવું થાય છે. જેમકે એક બીજી આયતમાં અલ્લાહ તઆલાની સિફત ''ફાલિકુલ અસ્બાહ'' આવી છે. આ વાક્યમાં અલ્લાહ તઆલાની બધી જ સિફતોમાંથી તેને અપનાવવાની હિકમત એ પણ હોઈ શકે છે કે, રાતનું અંધારૂ મોટે ભાગે બુરાઈ અને આફતોનું કારણ બને છે અને સવારનું અજવાળું તેને દૂર કરી દે છે. અલ્લાહ તઆલાની આ સિફતમાં એ ઈશારો છે કે, જે તેનું શરણ માંગશે અલ્લાહ તઆલા તેની તમામ આફતોને દૂર કરી દેશે.

**'મિન શર્રિ મા ખલક'** અલ્લામહ ઈબ્ને કય્યિમે લખ્યું છે કે, 'શર' શબ્દ બે વસ્તુઓ માટે સામાન્ય રીતે વપરાય છે. એક આફતો અને મુસીબતો જેનાથી સીધે સીધી માણસને તકલીફ અને રંજ-ગમ પહોંચે. બીજી તે વસ્તુ જે મુસીબત અને આફતના કારણ અને સબબ સ્વરૂપે હોય. આ બીજા પ્રકારમાં કુફ્ર, શિર્ક અને બધા જ ગુનાહો શર શબ્દના ભાવાર્થમાં સામેલ છે. કુર્આન અને હદીષમાં જે વસ્તુઓથી શરનું વર્ણન આવ્યું છે, તે આ બંને પ્રકારોમાંથી કોઈ એકમાં સામેલ થાય છે કે યા તો તે કોઈ આફત અથવા મુસીબત હોય છે અથવા તેના માટે મુસીબતનું કારણ હોય છે. નમાઝમાં અંતે જે દુઆ અને ઈસ્તિગફાર છે, તેમાં ચાર વસ્તુઓ ઉપસ્થિત છે. કબ્રનો અઝાબ, દોઝખનો અઝાબ, ઝિંદગીનો ફિત્નો અને મૌતનો ફિત્નો. તેમાં પ્રથમ બે વસ્તુઓ પોતે મુસીબત અને અઝાબ છે અને બીજી બે વસ્તુઓ મુસીબત અને અઝાબના કારણો છે.

આ જગ્યાએ ત્રણ વસ્તુઓને વિશેષરૂપે બતાવી તેમના શર એટલે કે બુરાઈથી શરણ માંગવાનું અલગથી વર્ણન કરવામાં આવ્યું, જે મોટેભાગે આફતો અને મુસીબતોનું કારણ બને છે. પછી કહ્યું **'મિન શર્રિ ગાસિકિન ઈઝા વકબ'** તેમાં શબ્દ 'ગાસિક' એ 'ગસ્ક'થી બને છે. જેનો અર્થ ''અંધારું ફેલાઈ જવું અને છવાઈ જવું'' છે. તેથી ગાસિકનો અર્થ હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) અને હસન તથા મુજાહિદે રાત માટે કર્યો છે. ભાવાર્થ એ છે કે, હું અલ્લાહ તઆલાની પનાહ અને શરણ માંગું છું રાતથી, જ્યારે કે તેનું અંધારું સંપૂર્ણ થઈ જાય. રાતના વિશિષ્ટ વર્ણનનું કારણ એ છે કે, આ જ સમય જિન્નાત અને શયતાનો તથા તકલીફ આપનાર પ્રાણીઓ અને પૃથ્વી ઉપરના ફિત્નાઓ, ચોર, ડાકૂઓ વગેરે ફેલાઈ જવાનો તથા દુશ્મનોના આક્રમણ કરવાનો સમય હોય છે અને જાદૂની અસર પણ રાત્રે જ વધારે થાય છે. સવાર થતાં જ આ વસ્તુઓનું જોર સમાપ્ત થઈ જાય છે.

ત્રીજી વસ્તુ જે વિશેષરૂપે વર્ણન કરવામાં આવી તે ''હાસિદ (ઈર્ષ્યાળુ) અને હસદ (ઈર્ષ્યા)'' છે. તેનું ખાસ વર્ણન કરવાના બંને કારણો હોઈ શકે છે. કારણ કે આપ (સલ.) ઉપર જાદૂ કરવાનું કામ આ જ ઈર્ષ્યાના કારણે થયું. યહૂદીઓ અને મુનાફિકો રસૂલે કરીમ (સલ.)ની અને મુસલમાનોની પ્રગતિને જોઈને ઈર્ષ્યાની આગમાં બળતા હતા અને જાહેર યુદ્ધ કે લડાઈ કરીને રસૂલે કરીમ (સલ.) ઉપર વર્ચસ્વ સ્થાપિત કરવાની શક્તિ ન હતી તો જાદૂ દ્વારા પોતાની ઈર્ષ્યાની આગ ઠંડી કરવા ઈચ્છી અને રસૂલે કરીમ (સલ.)ના ઈર્ષ્યાળુ તો દુનિયામાં અસંખ્ય હતા એટલા માટે પણ ખાસ તેનાથી પનાહ માંગવામાં આવી. વળી ઈર્ષ્યાળુની ઈર્ષ્યા તેને ચેનથી નથી બેસવા દેતી. તે દરેક સમયે તેને નુકસાન પહોંચાડવા માટે તત્પર રહે છે તેથી એ નુકસાન તો ખૂબ ભારે હોય છે.

ઈર્ષ્યા એને કહે છે, જે કોઈની નેઅમત અથવા રાહતને જોઈને મનમાં બળે અને એવું ઈચ્છે કે આ નેઅમત તેની પાસેથી ચાલી જાય, ભલે તે ઈર્ષ્યાળુને પોતે પ્રાપ્ત ન થાય. આ ઈર્ષ્યા હરામ અને ગુનાહે કબીરહ છે. આ

ગુનોહ સૌ પ્રથમ ગુનોહ છે, જે આસમાનમાં કરવામાં આવ્યો અને સૌથી પહેલો ગુનોહ છે જે જમીન ઉપર કરવામાં આવ્યો. કારણ કે આસમાનમાં ઈબ્લીસે હઝ. આદમ (અલૈ.)ની ઈર્ષ્યા અને અદેખાઈ કરી અને જમીનમાં હઝરત આદમ (અલૈ.)ના પુત્ર કાબીલે પોતાના ભાઈ હાબિલની અદેખાઈ અને ઈર્ષ્યા કરી. *(કુર્તુબી)*

હુદયબિય્યહની સંધિ પછી નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જ્યારે પવિત્ર મદીના શરીફ પાછા પધાર્યા, ત્યારે માહે મુહર્રમ હિજરી સન ૭ માં ખયબર સ્થાનેથી યહૂદીઓનું એક પ્રતિનિધિમંડળ મદીના શરીફ આવ્યુ. અને એક પ્રખ્યાત જાદુગર લબીદ બિન અઅ્સમને મળ્યુ, જે કબીલા બની ઝુરૈક સાથે સબંધ ધરાવતો હતો. આ લોકોએ તેને કહ્યું કે, હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે અમારી સાથે જે કાંઈ કર્યું છે, તે તો તમે જાણો છો. અમે તેમની ઉપર જાદુ કરવાના અનેક પ્રયત્નો કર્યા, પણ કોઈ સફળતા મળી નહીં. હવે અમે તમારી પાસે આવ્યા છીએ. કારણ કે તમે અમારા કરતાં મોટા જાદુગર છો. લો આ ત્રણ અશરફી મૂકી છે, તે સ્વીકારી લો અને હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઉપર જોરદાર જાદુ ચલાવો. તે વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ત્યાં એક યહૂદી છોકરો સેવક તરીકે હતો. તેની સાથે કાવત્રુ કરીને તેમણે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના કાંસકાનો એક ટુકડો પ્રાપ્ત કરી લીધો, જેમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મુબારક વાળ હતા. આ જ વાળ અને કાંસકાના દાંતા ઉપર જાદુ કર્યો. કેટલીક રિવાયતોમાં છે કે, લબીદ બિન અઅ્સમે પોતે જ જાદુ કર્યો હતો, અને બીજી કેટલીકમાં છે કે, તેની બહેનો તેના કરતાં ચડિયાતી જાદુગરણીઓ હતી, તેમની પાસે તેણે જાદુ કરાવ્યો હતો.

આ જાદૂને એક નર ખજૂરના ઝુમખાના આવરણમાં મૂકી લબીદે બની ઝુરૈકના કૂવા જેનું નામ ઝર્‌વાન હતું, તેના તળિયે પથ્થર નીચે દબાવી દીધું. આ જાદુની અસર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર થતાં

એક વર્ષનો સમય લાગ્યો. બીજા છ માસના ગાળામાં તબિયતમાં સહેજ ફેરફાર વર્તાવા લાગ્યો. અંતિમ ચાલીસ દિવસ મુશ્કેલ અને છેલ્લા ત્રણ દિવસ ખૂબ મુશ્કેલીમાં પસાર થયા. પરંતુ આની વધુમાં વધુ અસર નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર જે થઈ, તે એટલી જ હતી કે આપ દુબળા થતા જઈ રહ્યા હતા. અને દુન્યવી કોઈ કાર્ય વિશે એમ વિચારતા કે, એ કર્યું છે, હાલાંકે તે કર્યું ન હોય.

એક દિવસે જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ હઝરત આયશા (રદી.)ને ત્યાં હતા, ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વારંવાર અલ્લાહ તઆલાને દુઆઓ કરી. આ જ સ્થિતિમાં ઉંઘ આવી ગઈ અથવા ઘેન છવાઈ ગયું. અને જાગ્યા પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હઝરત આયશા (રદી.)ને કહ્યું કે, ‘‘મેં જે વાત મારા રબને પૂછી હતી, તે તેણે મને બતાવી દીધી છે.’’ હઝરત આયશા (રદી.)એ નમ્રતાપૂર્વક કહ્યું કે, ‘‘એ વાત શું છે ?’’ ત્યારે આપ (સલ.)એ ફરમાવ્યું : ‘‘બે માનવી (એટલે ફરિશ્તાઓ બે માનવીઓના રૂપમાં) મારી પાસે આવ્યા. એક મારા માથાની બાજુ અને બીજો મારા પગ તરફ ઉભા થઈ ગયા. એકે પૂછયું કે, આમને શું થયું છે ? બીજાએ ઉત્તર આપ્યો કે, આમની ઉપર જાદૂ કરવામાં આવ્યુ છે. તેણે પૂછયું : કોણે કર્યું છે ? ઉત્તર આપ્યો : લબીદ બિન અઅ્સમે. પૂછયું : કઈ વસ્તુ ઉપર કર્યો છે ? ઉત્તર આપ્યો : કાંસકી અને વાળોમાં એક નર ખજૂરના ઝુમખાના આવરણમાં. પૂછયું : તે ક્યાં છે ? ઉત્તર આપ્યો : બની ઝુરૈકના કૂવા ઝીઅઝ્વાન (અથવા ઝ્રવાન)ના તળિયે પથ્થર નીચે. પૂછયું : હવે આ માટે શું કરવું જોઈએ ? ઉત્તર આપ્યો : કૂવાનું પાણી બહાર ખેંચી કાઢવામાં આવે. પછી પથ્થર નીચેથી તેને કાઢવામાં આવે.’’ આ પછી નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હઝરત અલી (રદી.), હઝરત અમ્માર (રદી.) બિન યાસિર અને હઝરત ઝુબૈર (રદી.)ને મોકલ્યા.

પાછળથી હુઝૂર (સલ.) પણ થોડાક સાથીઓ સાથે ત્યાં પહોંચી ગયા. પાણી ખેંચી કાઢવામાં આવ્યુ અને ખજૂરનું આવરણ કાઢવામાં આવ્યુ. તેમાં

એક કાંસકો અને વાળ ઉપરાંત એક તાંતમાં અગિયાર ગાંઠો મારેલી હતી. હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામે આવીને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને બતાવ્યુ કે, આપ (સલ.) **મુઅવ્વઝતૈન** પઢો. જેથી આપ (સલ.) એક-એક આયત પઢતા જતા અને તેની સાથે એક-એક ગાંઠ ઉકેલવામાં આવતી. અંત સુધી પહોંચતા બધી જ ગાંઠો ઉકેલાઈ ગઈ, અને આપ (સલ.) જાદૂની અસરથી એવી રીતે મુક્ત થઈ ગયા, જાણે એક માણસ બંધાયેલો હતો અને છૂટો થઈ ગયો. આ પછી આપ (સલ.)એ લબીદને બોલાવી પૂછયું. તેણે પોતાનો ગુનો કબૂલ કર્યો અને આપ (સલ.)એ તેને જવા દીધો, કારણકે પોતાના માટે આપ (સલ.)એ કદાપિ બદલો લીધો નથી. એટલું જ નહીં, પરંતુ આપ (સલ.)એ આ બાબતની ચર્ચા કરવાનો પણ આમ કહી ઈન્કાર કરી દીધો કે, ''મને અલ્લાહપાકે રોગમુક્ત કર્યો છે, હવે હું નથી ઈચ્છતો કે કોઈની વિરૂદ્ધ લોકોને ઉશ્કેરૂં.''

## જાદુની અસર થવી નુબૂવ્વતના વિરોધી નથી :

નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર જાદૂની અસર થઈ શકે છે, એ તો કુર્આન મજીદ દ્વારા પુરવાર થયેલું છે. સૂરએ અઅ્રાફમાં ફિરઔનના જાદૂગરો વિશે વર્ણન કરવામાં આવ્યુ છે કે, હઝરત મૂસા અલયહિસ્સલામના મુકાબલામાં જ્યારે તેઓ આવ્યા, ત્યારે તેમણે એ હજારો માણસોની દૃષ્ટિ ઉપર જાદૂ કરી દીધો, જે ત્યાં બન્નેનો મુકાબલો જોવા માટે એકઠા થયા હતા. **''સહરૂ અઅ્યુનન્નાસિ''** (આયત-૧૧૬) અને સૂરએ તાહામાં છે કે, જે લાઠીઓ અને દોરડા તેમણે ફેંકયા હતા, તેમના વિશે સામાન્ય લોકોએ જ નહીં, પરંતુ હઝરત મૂસા (અલૈ)એ પણ એમ જ સમજ્યુ કે, તે તેમની તરફ સર્પોની જેમ દોડતા આવી રહ્યા છે, અને આનાથી હઝરત મૂસા (અલૈ.) ભયભીત થઈ ગયા. અહીં સુધી કે અલ્લાહ તઆલાએ એમના ઉપર વહી ઉતારી કે, ડરો નહીં, તમે જ વિજયી થશો. જરા પોતાની લાઠી ફેંકો. **''ફઈઝા હિબાલુહુમ વ ઈસિય્યુહુમ યુખૈય્યલુ ઈલયહિ મિન સિહ્‌રિહિમ અન્નહા તસ્આ, ફઔજસ ફીનફ્સિહિ**

**ખીફતમ્મૂસા. કુલના લા તખફ ઈન્નક અન્તલઅઅ્લા. વ અલ્કિ માફી યમીનિક."** *(આયત ૬૬ થી ૬૯)*

## જાદુની હકીકત :

દુનિયામાં એવી અનેક વસ્તુઓ બનતી હોય છે, જે અનુભવી અને જોઈ શકાય છે. પરંતુ વૈજ્ઞાનિક પદ્ધતિએ વર્ણવી શકાતી નથી કે તે કેવી રીતે ઉદ્‌ભવે છે. આ પ્રકારના કારણો શોધી કાઢવા માટે જો આપણે અશક્ત હોઈએ તો તેનો અર્થ એ નથી થતો કે એ વસ્તુનો ઈન્કાર જ કરી દેવામાં આવે, જે અંગેના કારણો આપણે જાણી શકતા ન હોઈએ. જાદૂ હકીકતમાં એક માનસિક પ્રભાવ છે, જે મનમાંથી પસાર થઈ શરીરને પણ પ્રભાવિત કરી શકે છે. જેવી રીતે શારીરિક અસરો શરીરને પ્રભાવિત કર્યા પછી મનને પણ પ્રભાવિત કરે છે. દા.ત. ભય એક માનસિક સ્થિતિ છે. પણ તેનો પ્રભાવ શરીર ઉપર એ રીતે પડે છે કે, રૂંવાડાં ઉભા થઈ જાય છે, અને શરીરમાં ધ્રુજારી છૂટે છે. વાસ્તવમાં જાદૂ દ્વારા હકીકત બદલાતી નથી, પરંતુ માનવીનું મન અને તેની ઈન્દ્રિયો તેનાથી પ્રભાવિત થઈ એમ અનુભવવા લાગે છે કે, હકીકત બદલાઈ ગઈ છે. હઝ. મૂસા (અલૈ.) તરફ જાદુગરોએ જે દોરડા અને લાઠીઓ ફેંકી હતી, તે હકીકતમાં સર્પો બન્યા ન હતા, પરંતુ હજારોના સમૂહની દૃષ્ટિ ઉપર એવી અસર થઈ કે સૌને તે સર્પ જણાયા.

અંતમાં અલ્લાહપાકથી દુઆ છે કે, તે ઉમ્મતને આ તમામ દજ્જાલી ફિત્નાઓથી મહફૂઝ અને સુરક્ષિત રાખે.




# પ્લેગ વિશે કુર્આન શરીફ અને હદીષ શરીફનું માર્ગદર્શન



## પ્લેગ વિશે કુર્આન શરીફમાં એક કિસ્સાનું વર્ણન કર્યું છે :

(હે સાંભળનાર !) શું તમે તે લોકોના કિસ્સાની તહકીક નથી કરી, જેઓ પોતાના ઘરેથી મૌતથી બચવા માટે નીકળી ગયા અને તે લોકો હજારો(ની સંખ્યામાં) હતા. બસ, અલ્લાહપાકે તેમના માટે કહ્યું (હુકમ ફરમાવ્યો) કે, ''મરી જાઓ !'' (તો બધા મૃત્યુ પામ્યા) પછી (અલ્લાહ તઆલાએ) તેમને સજીવન કર્યા. નિઃશંક, અલ્લાહ તઆલા લોકો(ની હાલત) ઉપર ઘણો મહેરબાન છે, પરંતુ મોટાભાગના લોકો શુક્ર અદા કરતા નથી. (અને આ કિસ્સાઓ ઉપર વિચાર કરીને) અલ્લાહ તઆલાના રસ્તામાં લડો અને એ બાબતનો વિશ્વાસ રાખો કે, અલ્લાહપાક સઘળું સાંભળનારો (અને બધું જ) જાણનારો છે. (જિહાદ કરનારા અને ન કરનારાઓની વાતો સાંભળે છે અને તે પ્રમાણે દરેકની નિય્યતને પણ જાણે છે અને દરેકને યોગ્ય બદલો આપે છે). *(સૂરએ બકરહ : ૨૪૩-૨૪૪)*

## મસ્અલા અને બોધપાઠ :

આ બે આયતો જે ઉપર પ્રસ્તુત છે, તેમાં એક ખૂબ જ રસપ્રદ ઉચ્ચ કક્ષાની વર્ણનશૈલીમાં અલ્લાહ તઆલાના માર્ગમાં જાન-માલની કુર્બાની આપવાની સૂચના આપવામાં આવી છે. આ હુકમોનો ઉલ્લેખ કરતાં પહેલાં ઈતિહાસની એક મહત્વપૂર્ણ ઘટનાનું વર્ણન કરવામાં આવ્યું છે, જેનાથી સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે, મૌત અને ઝિંદગી અલ્લાહની મરજીના તાબે છે. લડાઈ અને જિહાદમાં ભાગ લેવો મૃત્યુનું કારણ નથી અને ડરપોકપણાંના લીધે કે કાયરતાના કારણે જીવ બચાવવા જિહાદથી બચવું મૌતથી બચવાનો માર્ગ નથી. તફસીરે ઈબ્ને કષીરમાં સહાબા (રદી.) અને તાબિઈન (રહ.)ના સંદર્ભમાં આ ઘટનાનો ખુલાસો એવો વર્ણન કરવામાં આવ્યો છે કે, બની ઈસરાઈલમાંથી કોઈ કૌમની એક વસ્તી હતી અને ત્યાં કોઈ સખત મહામારી (ચેપી રોગ) પ્લેગ વગેરે ફેલાય ગયો. આ લોકો જેઓ લગભગ ૧૦ હજારની

સંખ્યામાં હતા, ગભરાય ગયા અને મૌતના ભયથી શહેર છોડીને બધા બે પહાડો વચ્ચેના એક વિશાળ મેદાનમાં જઈને સ્થાયી થઈ ગયા. અલ્લાહ તઆલાએ તેમના ઉપર અને દુનિયાની અન્ય કૌમો ઉપર એ બાબત સ્પષ્ટ (જાહેર) કરવા માટે કે મૌતથી કોઈ પણ વ્યક્તિ પલાયન કરીને બચી નથી શકતો. ત્યાં બે ફરિશ્તાઓને મોકલ્યા, તેઓ મૈદાનમાં બંને છેડાઓ પર આવીને ઉભા થઈ ગયા અને કોઈ એવો અવાજ કર્યો, જેનાથી બધા જ વ્યક્તિઓ એકી સાથે મૃત્યુ પામ્યા, એક પણ જીવિત ન બચ્યો. આજુબાજુના લોકોને જ્યારે આ ઘટનાની જાણ થઈ તો તેઓ આ જગ્યાએ પહોંચ્યા. દસ હજાર વ્યક્તિઓના કફન-દફનની વ્યવસ્થા કોઈ સરળ વાત ન હતી. એટલા માટે આ લોકોએ તેમની ચારે બાજુ એક ગોળાકાર વાડ બનાવી દીધી, તેમની લાશો સડી ગઈ. માત્ર હાડકાંઓ બાકી રહ્યા. એક લાંબા સમય પછી બની ઈસરાઈલના એક પયગમ્બર જેમનું નામ "હિઝકીલ (અલૈ.)" કહેવામાં આવે છે, આ સ્થળેથી પસાર થયા. તેમણે આ વાડામાં અનેક સ્થળે માનવ કંકાલો વિખરાયેલા જોયા અને આશ્ચર્યમાં પડી ગયા. તેમને વહી દ્વારા આ લોકોના સંપૂર્ણ કિસ્સાની જાણ કરવામાં આવી. હઝરત હિઝકીલ (અલૈ.)એ દુઆ કરી કે, "હે અલ્લાહ તઆલા ! આ લોકોને સજીવન કરી આપ." અલ્લાહપાકે તેમની દુઆ કબૂલ ફરમાવી અને તેમને હુકમ આપ્યો કે, તમે આ તૂટેલા-વિખરાયેલાં હાડકાંઓને આ પ્રમાણે સંબોધન કરો : "હે જૂના (જર્જરિત) હાડકાંઓ ! અલ્લાહપાક તમને હુકમ આપે છે કે, પ્રત્યેક સાંધાનું હાડકું પોતાના સ્થળે સ્થાપિત થઈ જાય."

પયગમ્બર (અલૈ.)ની દુઆ મુબારકથી અલ્લાહ તઆલાનો હુકમ આ હાડકાંઓએ સાંભળ્યો અને હુકમનો અમલ કર્યો, જેને દુનિયા અતાર્કિક અને ભૌતિક નિયમો વિરૂદ્ધ સમજે છે, પરંતુ જગતનો પ્રત્યેક અણુએ અણુ અલ્લાહના હુકમની તાબેદારી કરે છે અને પોતાના અસ્તિત્વ માટે અલ્લાહ રબ્બુલ ઈજ્જત ઉપર આધાર રાખે છે તથા પોતાના ભૌતિક બંધારણ અનુસાર અલ્લાહપાકના હુકમને સમજવાની અને તેના ઉપર અમલ કરવાની બુધ્ધિ ધરાવે છે. કુર્આન શરીફે આ જ બાબત તરફ ઈશારો કર્યો છે. અલ્લાહ તઆલાએ દરેક પદાર્થને

પૈદા કરી, પછી એને તેની યોગ્ય સમજ અને હુકમો આપ્યા.

અલબત્ત, એક અવાજ દ્વારા દરેક મનુષ્યના હાડકાં પોતપોતાના સ્થળે ગોઠવાય ગયા. પછી હુકમ થયો કે, હવે તેમને આવો પોકાર કરો કે, ''હે હાડકાંઓ ! અલ્લાહ તઆલા તમને હુકમ આપે છે કે, પોતપોતાનો માંસ પહેરી લો અને તમારા સ્નાયુઓ તથા ચામડીને સરખી કરી લો.''

આવું કહેતાંની સાથે જ હાડકાંઓ ઉપર ઢાંચા બની ગયા અને જોત-જોતામાં એક સંપૂર્ણ લાશ બની ગઈ. પછી હુકમ થયો કે, ''હવે રૂહો (આત્મા)ને સંબોધન કરો.''

''હે રૂહો ! તમને અલ્લાહપાક હુકમ આપે છે કે, પોતપોતાના શરીરોમાં પાછી આવી જાઓ, જેના પર તેમની ઝિંદગીનું અસ્તિત્વ આધારિત છે.''

આ અવાજ આપતાંની સાથે જ તેમની નજર સમક્ષ બધી જ લાશો જીવંત થઈ ઉભી થઈ ગઈ અને આશ્ચર્યથી ચારે તરફ જોવા લાગી. બધાની જીભ ઉપર એક કલિમો હતો : **''સુબ્હાનક લા ઈલાહ ઈલ્લા અન્ત''** (હે અલ્લાહ ! તું પવિત્ર છે, તારા સિવાય કોઈ મઅ્બૂદ નથી.)

આ ઘટના દુનિયાના ફિલોસોફરો અને બુધ્ધિશાળીઓ માટે ચિંતન કરવાનું આમંત્રણ અને કયામતના ઈન્કાર કરનારાઓ માટે એક મજબૂત દલીલ હોવાની સાથે સાથે આ બાબત એ સૂચના ઉપર પણ આધારિત છે કે, મૌતના ડરથી ભાગવું અથવા જિહાદમાં મૌતના ડરથી ભાગ ન લેવો કે કોઈ અન્ય બીમારી કે પ્લેગ વગેરેમાં મૌતના ડરથી ભાગવું અલ્લાહ તઆલા અને તેની તકદીર ઉપર ઈમાન રાખનારાઓ માટે શક્ય જ નથી કે, તેઓ મૌતથી ભાગે. કારણ કે તેમનું ઈમાન છે કે, મૌતનો એક સમય નિશ્ચિત છે અને ત્યારે તે ચોક્કસ આવશે જ, તેનાથી એક સેકન્ડ પણ આગળ-પાછળ થઈ શકવાનું નથી. એટલા માટે મૌતથી ભાગવું વ્યર્થ વાત છે અને અલ્લાહ તઆલાની નારાજગીનું કારણ પણ બને છે.

હવે આ ઘટના કુર્આન શરીફના શબ્દોમાં જોઈએ :

ઘટનાના વર્ણન માટે કુર્આન શરીફે ફરમાવ્યું : **"અલમતર ઈલ-લ્લઝીન ખરજુ મિન દિયારિહિમ"** (શું તમે તે લોકોની ઘટના નથી જોઈ, જે પોતાના ઘરોમાંથી મૃત્યુના ભયથી નીકળીને ભાગ્યા હતા ?)

અત્રે એક વાત વિચારવા યોગ્ય છે કે, આ ઘટના હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સમયકાળથી હજારો વર્ષ પહેલાંની છે, તેને રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) દ્વારા નજરે જોવાનો સવાલ જ પૈદા નથી થતો. માટે અત્રે **"અલમતર"** કહીને કહેવાનો શું અર્થ છે ? મુફસ્સિરીન (વિવરણકારો) ઉલમાએ ફરમાવ્યું છે કે, આવી તમામ ઘટના-ઓમાં જ્યાં આપ (સલ.)ને શબ્દ 'અલમતર' વડે સંબોધન કરવામાં આવ્યું છે. જ્યારે કે ઘટના આપ (સલ.)ના સમયકાળ પહેલાંની હોય છે, જેથી આપ (સલ.)એ તેને નજરે નિહાળવાની કોઈ કલ્પના પણ નથી થઈ શકતી, પરંતુ આ બધી ઘટનાઓનો નજરે નિહાળવાનો અર્થ હૃદયના ચક્ષુ (આંખ)થી નિહાળવું સમજવામાં આવે છે, જેનો અર્થ એ છે કે, જ્ઞાન અને ઘટનાને સમજવામાં 'અલમતર' દ્વારા એવા પ્રસંગોમાં 'અલમ તઅ્લમ'નો અર્થ હોય છે. પરંતુ આ શબ્દ 'અલમતર'નું અર્થઘટન કરવામાં હિકમત અને ઘટનાના ખૂબ મશહૂર હોવા તરફ પણ ઈશારો થાય છે કે, આ ઘટના ખૂબ જ ચોક્કસ અને નિશ્ચિત સ્વરૂપે બનેલ છે, જેમકે તેઓ તેને આજે જોઈ રહ્યા છે. 'અલમતર' પછી શબ્દ 'ઈલા' વધારવાથી મૌખિક રીતે એ તરફ પણ ઈશારો થાય છે.

ત્યાર પછી કુર્આનમાં તેઓ મોટી સંખ્યામાં હતા એવું વર્ણન કરવામાં આવ્યું છે. **'વહુમ ઉલુફુમ'** એટલે કે "તે લોકો હજારોની સંખ્યામાં હતા." આ લોકોની સંખ્યા વિશે વિવિધ પ્રકારની રિવાયતો આવેલ છે, પરંતુ અરબી ભાષાના નિયમ પ્રમાણે આ શબ્દ મોટી સંખ્યાના બહુવચન માટે વપરાય છે, જેનો અર્થ 'દસ હજારથી ઓછા નહીં' એવું સમજવામાં આવે છે. એટલા માટે સ્પષ્ટ થયું કે, તેમની સંખ્યા દસ હજાર કરતાં તો ઓછી ન જ હતી.

ત્યાર પછી ઈશારો છે : **'ફકાલ લહુમુલ્લાહ મુવ્તુ'** અલ્લાહપાકે તેમને

કહી દીધું કે, ‘‘મરી જાઓ !’’ અલ્લાહપાકનો આ હુકમ સીધેસીધો પણ હોઈ શકે છે અને કોઈ ફરિશ્તાના માધ્યમથી પણ હોઈ શકે છે. જેમકે બીજી આયતમાં ઈર્શાદ છે : **‘ઈઝા અરાદલ્લાહુ શયઅન અંય્યકુલ લહુ કુન ફયકુન’** ‘‘જ્યારે તે કોઈ વસ્તુનો ઈરાદો કરે છે, તો કહે છે, ‘થઈ જા’ અને તે થઈ જાય છે.’’

ત્યાર પછી ફરમાવ્યું : **‘ઈન્નલ્લાહ લઝુ ફદલીન અલન્નાસ’** એટલે કે ‘‘અલ્લાહ તઆલા મોટો મહેરબાન અને દયાળુ છે, લોકો ઉપર કૃપા કરે છે.’’ તેની કૃપામાં એ પણ સામેલ છે કે, બની ઈસરાઈલની કૌમને પુનર્જિવીત કરી અને આ ઘટનાની આપ (સલ.)ની ઉમ્મતને જાણ કરી તેમના માટે એક ઈબ્રત (બોધપાઠ) લેવાનું અને પ્રેરણા આપવાનું કારણ બનાવ્યું.

છેવટે ગફલતમાં પડેલા મનુષ્યને જાગૃત કરવા માટે કહ્યું : **‘વલા કીન્ન અકસરન્નાસિ લા યશ્કુરૂન’** ‘‘પરંતુ લોકોમાંથી ઘણા આભાર માનતા નથી.’’ અલ્લાહ તઆલાના ફઝ્લ અને તેની રહમતના હજારો પ્રસંગો મનુષ્ય સામે ઉપસ્થિત થતા રહે છે, પરંતુ તે છતાં મોટાભાગના લોકો અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરતા નથી.

**સબંધિત મસ્અલા :**

આ આયતથી અમુક મસ્અલાઓ અને અમુક હુકમો નીકળે છે.

**તદ્બીર (આવડત પ્રમાણે કાર્ય પૂર્ણ કરવાની યોજના) ઉપર તકદીર (નસીબ) છવાયેલું છે :**

પ્રથમ એ કે તકદીર ઉપર અલ્લાહના મુકાબલામાં કોઈ તદ્બીર કે યુક્તિ ચાલી શકશે નહીં અને જિહાદથી અથવા પ્લેગ વગેરેથી નાસવું જીવ બચાવવાનું કારણ નથી બની શકતું અને એ જ પ્રમાણે જિહાદમાં જવાથી અથવા પ્લેગ વગેરે બીમારીના સ્થળે સ્થાયી રહેવાથી મૌત આવે જ આવે એ જરૂરી પણ નથી ! બલ્કે મૌતનો એક નિશ્ચિત સમય છે અને તે સમયમાં લેશમાત્ર વધારો-ઘટાડો થઈ શકવાનો નથી.

**જે વસ્તીઓમાં પ્લેગ વગેરે જેવી કોઈ બીમારી ફેલાઈ હોય, ત્યાં જવું અથવા ત્યાંથી અન્ય સ્થળે નાસવું, બંને નાજાઈઝ છે :**

બીજો મસ્અલો એ છે કે, જે શહેરોમાં કોઈ મહામારી (ચેપી રોગ) ફેલાયો હોય, જેમકે પ્લેગ વગેરે ફેલાય જાય તો ત્યાંથી નાસીને અન્ય સ્થળે જવું જાઈઝ નથી. રસૂલે કરીમ (સલ.)ના ઈર્શાદમાં એટલો વિશેષ વધારો છે કે, ‘‘અન્ય લોકોનું જ્યાં બીમારી ફેલાઈ હોય ત્યાં જવું પણ યોગ્ય નથી.’’

રસૂલુલ્લાહ (સલ.)નો ઈર્શાદ છે : ‘‘આ બીમારી (પ્લેગ) દ્વારા અલ્લાહ તઆલાએ તમારાથી અગાઉની કૌમો ઉપર અઝાબ નાઝિલ ફરમાવ્યો, બસ જ્યારે તમે એવું સાંભળો કે કોઈ શહેરમાં પ્લેગ વગેરે વબા (ચેપી રોગ) મહામારી ફેલાઈ રહી છે, તો ત્યાં ન જાઓ અને જો કોઈ વસ્તીમાં આ બીમારી ફેલાઈ જાય અને તમે ત્યાં હાજર હોય તો ત્યાંથી ન નાસો (અન્ય સ્થળે ન ચાલ્યા જાઓ).’’

તફસીરે કુર્તુબીમાં છે કે, હઝરત ફારૂકે આઝમ (રદી.)એ એક વખતે સિરીયા જવાના ઈરાદે મુસાફરી કરી. સિરીયાની સરહદ પર તબૂક પાસે એક સ્થળ ‘સરગ’ નામનું છે, ત્યાં પહોંચીને જાણ થઈ કે સિરીયામાં ખૂબ સખત પ્લેગ ફેલાયો છે. આ પ્લેગ સિરીયા દેશના ઈતિહાસમાં એક ગંભીર મહામારી હતી. આ પ્લેગ ‘અમવાસ’ના નામથી પ્રખ્યાત છે. કારણ કે આ પ્લેગ પ્રથમ અમવાસ નામના શહેરથી શરૂ થયો હતો, જે બયતુલ મુકદસ પાસે આવેલ છે, પછી આખા દેશમાં ફેલાઈ ગયો. હજારો મનુષ્યો જેમાં ઘણા બધા સહાબા (રદી.) અને તાબિઈન (રહ.) પણ હતા, શહીદ થઈ ગયા.

ફારૂકે આઝમ (રદી.)એ પ્લેગની ખતરનાક પરિસ્થિતિની ખબર સાંભળી તો તે જ સ્થળે રોકાઈને સહાબએ કિરામ (રદી.) સાથે સલાહ-મશ્વરો કર્યો કે, આપણે સિરીયામાં આવા સમયે જવું જોઈએ કે પાછા ચાલ્યા જવું યોગ્ય છે ? તે સમયે જેટલા પણ લોકો મશ્વરામાં સામેલ હતા, તે બધામાંથી કોઈ એવો ન હતો કે જેણે રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસેથી એના વિશે કોઈ હુકમ સાંભળ્યો હોય ! પાછળથી હઝરત અબ્દુર્રહમાન બિન

ઔફ (રદી.)એ ખબર આપી કે રસૂલે કરીમ (સલ.)નો હુકમ આ વિષયમાં આ પ્રમાણે છે :

"રસૂલે કરીમ (સલ.)એ (પ્લેગની ગાંઠની) પીડાનો ઉલ્લેખ કરીને ફરમાવ્યું કે, આ એક અઝાબ છે, જેનાથી અમુક ઉમ્મતોને અઝાબ આપવામાં આવ્યો હતો, પછી તેનો અમુક ભાગ બાકી રહી ગયો. હવે એની એ પરિસ્થિતિ છે કે, ક્યારેક ચાલ્યો જાય છે તો ક્યારેક પાછો આવે છે. તો જે વ્યક્તિ એવું સાંભળે કે ફલાણાં દેશમા આ અઝાબ આવ્યો છે, તો તેણે તે પ્રદેશમાં ન જવું જોઈએ અને જે વ્યક્તિ તે વિસ્તારમાં પહેલેથી જ મૌજૂદ હોય તો પ્લેગથી નાસવા (બચવા) માટે ત્યાંથી (બહાર) ન નીકળે." *(બુખારી)*

હઝરત ફારૂકે આઝમ (રદી.)એ આ હદીષ સાંભળી તો સાથીઓને પાછા ફરવાનો હુકમ આપ્યો. હઝરત અબૂ ઉબયદહ (રદી.) સિરીયાના ગવર્નર પણ આ મજલિસમાં મૌજૂદ હતા. ફારૂકે આઝમ (રદી.)નો હુકમ સાંભળીને કહેવા લાગ્યા : "શું તમે અલ્લાહપાકની તકદીરથી ભાગી રહ્યા છો ?" ફારૂકે આઝમ (રદી.)એ જવાબમાં ફરમાવ્યું : "અબૂ ઉબયદહ ! કાશ, આ વાત કોઈ અન્યએ કહી હોત !" એટલે કે તમારી જીભથી આવી વાત સાંભળવી આશ્ચર્યજનક છે.

બેશક ! અમે અલ્લાહની તકદીરથી અલ્લાહની જ તકદીર તરફ ભાગીએ છીએ.

મતલબ એ હતો કે અમે જે કંઈ કરી રહ્યા છે, તે અલ્લાહના હુકમ પ્રમાણે જ કરી રહ્યા છે, જેને રસૂલે કરીમ (સલ.)એ વર્ણન કર્યો છે.

### તાઉન (પ્લેગ) વિશે હુઝૂર (સલ.)ના ફરમાનોની હિકમતો :

રસૂલે કરીમ (સલ.)ના ઉપરોક્ત ઈર્શાદથી સ્પષ્ટ થાય છે કે, જે શહેરો અથવા વસ્તીઓમાં પ્લેગ વગેરે જેવી ચેપી બીમારીઓ ફેલાયેલી હોય ત્યાં બહારના લોકો માટે પ્રવેશ પ્રતિબંધિત છે અને ત્યાં રહેનારાઓને ત્યાંથી મૌતના ભયે ભાગવાની પણ મનાઈ છે.

ઈસ્લામનો પાયાનો અકીદહ એ છે કે, ન તો કોઈ સ્થળે જવું મૌતનું કારણ બને છે અને ન જ કોઈ જગ્યાએથી ભાગવું મૌતથી બચવાનું કારણ બની શકે છે. આ અગત્યનો અકીદહ (માન્યતા) હોવા છતાં ઉપરોક્ત હુકમ ઘણી બધી દિર્ઘદૃષ્ટિયુક્ત હિકમતો ઉપર આધારિત છે. બહારવાળાઓને ત્યાં જવાથી રોકવાની એક હિકમત તો એ છે કે, શક્ય છે કે ત્યાં પહોંચીને કોઈની ઉંમર પૂરી થઈ જવાથી પ્લેગની બીમારીમાં સપડાય જાય અને મૃત્યુ પામે, તો મરનારો મરતી વખતે એવું વિચારી શકે છે કે, જો હું અહીંયાં ન આવ્યો હોત તો મને આ બીમારી લાગુ ન પડી હોત અને હું બચી ગયો હોત ! અને અન્ય લોકો પણ એવું વિચારી શકે છે કે, જો તે ત્યાં ન ગયો હોત, તો તેને મૌત ન આવ્યું હોત ! જ્યારે કે જે કંઈ થયું છે તે પહેલેથી જ નક્કી હતું, તેની ઉંમર એટલી જ હતી, જ્યાં પણ રહ્યો હોત, તે વખતે તેનું મૌત આવવું નક્કી હતું. આ હુકમ મુસલમાનોને તકદીરના અકીદહની ગેરસમજ થવાથી બચાવવા માટે આપવામાં આવ્યો છે. જેથી તે ખોટી ભ્રમણા (વસવસા)નો શિકાર ન બને.

બીજી હિકમત એ છે કે, અલ્લાહ તઆલાએ મનુષ્યને એવી હિદાયત આપી છે કે, જે જગ્યાએ તકલીફ પહોંચવાનો ભય હોય, જ્યાં મૌતનો ખતરો હોય ત્યાં ન જાય. બલ્કે એવી બાબતોથી બચવાનો પ્રયત્ન કરે, જે તેના માટે નુકસાનકર્તા અથવા વિનાશનું કારણ બની શકે છે. પોતાના જીવનું રક્ષણ કરવું દરેક વ્યક્તિની જવાબદારી છે તથા તેને વાજિબ ઠરાવવામાં આવ્યું છે. આ કાયદાનો તકાદો એ છે કે, અલ્લાહની તકદીર ઉપર સંપૂર્ણ ઈમાન રાખીને કાળજીપૂર્વક પોતાના તકેદારીના પગલાંમાં કોઈ કમી ન કરે અને એક તદ્‌બીર એ પણ છે કે, એવા સ્થળોએ ન જાય જ્યાં જીવ જવાનો ભય હોય.

આ જ પ્રમાણે તે રોગગ્રસ્ત વસ્તીમાં રહેનારા લોકો માટે મૌતના ભયથી ત્યાંથી ભાગવાની મનાઈમાં પણ ઘણી બધી હિકમતો રહેલી છે.

એક હિકમત તો સામૂહિક અને સર્વજન હિતાર્થે એ છે કે, જો આ ભાગવાનો ક્રમ ચાલી પડે તો માલદાર તથા શક્તિશાળી લોકો તો ત્યાંથી નાસી

છૂટશે, પરંતુ વસ્તીમાં એવા ગરીબ, કમજોર, વૃદ્ધો, સ્ત્રીઓ, બાળકો પણ હશે, જેઓ વસ્તી છોડવાની શક્તિ ધરાવતા નથી, તેમની શું હાલત થશે ? તેઓ એકલા રહી જશે અને ભયના ઓથારમાં જ મરી જશે. પછી જેઓ આ વસ્તીમાં બીમાર છે, તેમની ખૈર-ખબર કોણ રાખશે ? મૃત્યુ પામશે તો કફન-દફનની વ્યવસ્થા કોણ કરશે ?

બીજી હિકમત એ છે કે, જે લોકો આ સ્થળે મૌજૂદ છે, તો શક્ય છે કે, તેમને આ બીમારીના જંતુઓ અસર કરી ચૂક્યા હોય, આવી હાલતમાં તેઓ મુસાફરી કરશે તો વધારે મુસીબતો અને તકલીફોનો શિકાર થવાની શક્યતા છે. મુસાફરીની હાલતમાં જો તેઓ બીમાર થયા તો તેમની હાલત શું થશે ?

ઈબ્નુલ મદીનીએ ઉલમાનું આ નિવેદન વર્ણન કર્યું છે : ''જે વ્યક્તિ મહામારી (ચેપી રોગ)થી ભાગે છે, તે ક્યાંય પણ સહી-સલામત નથી રહેતો.'' *(કુર્તુબી)*

ત્રીજી હિકમત એ છે કે, જો તેમનામાં બીમારીના જંતુ અસર કરી ચૂક્યા છે અને તે વિવિધ વસ્તીઓમાં પહોંચશે, તો ત્યાં બીમારીના જંતુઓ ફેલાવાનો ભય છે અને જો પોતાની જગ્યાએ જ સબ્ર કરી, અલ્લાહપાક ઉપર ભરોસો રાખી થોભી જાય તો શક્ય છે કે, બીમારીથી છૂટકારો પ્રાપ્ત થઈ જાય અને કલ્પના કરો કે, જો આ બીમારીથી મૌત પણ નસીબમાં હતી, તો તેને પોતાના સબ્ર અને અલ્લાહ તઆલા ઉપરના ભરોસાના કારણે શહાદતનો દરજ્જો મળશે. જેમકે હદીષ શરીફમાં ઈર્શાદ છે :

''ઈમામ બુખારી (રહ.)એ યહ્યા બિન યઅ્મરથી રિવાયત નકલ કરી છે કે, હઝરત આયશા સિદ્દીકા (રદી.)એ તેમને ખબર આપી કે, તેમણે રસૂલુલ્લાહ (સલ.)ને પ્લેગ વિશે પ્રશ્ન કર્યો હતો, તો આપ (સલ.)એ બતાવ્યું કે, આ બીમારી વાસ્તવમાં અઝાબ સ્વરૂપે નાઝિલ થઈ હતી અને જે કૌમને અઝાબ આપવાનું મંજૂર હતું તેમના ઉપર તે મોકલી દેવામાં આવતી હતી. પછી અલ્લાહ તઆલાએ તેને મોમિનો માટે રહમત બનાવી દીધી, તો જે અલ્લાહપાકનો બંદો પ્લેગ ફેલાયા પછી પોતાની વસ્તીમાં સબ્ર અને સવાબની

નિય્યતથી થોભેલો રહે અને એવો ભરોસો રાખે કે તેને ફક્ત તે જ મુસીબત પહોંચી શકે છે, જે અલ્લાહ તઆલાએ તેના માટે લખી દીધી છે, તો એવા વ્યક્તિને શહીદ સમાન સવાબ મળશે.''

હાફિઝ ઈબ્ને હજર (રહ.) ફરમાવે છે કે, આ હદીષથી સાબિત થાય છે કે, સબ્ર કરવા ઉપર શહીદનો સવાબ મળશે. શહીદ થવું જરૂરી નથી.

અને આ હદીષ શરીફની સ્પષ્ટતા છે કે, પ્લેગ શહાદત છે અને પ્લેગથી મૃત્યુ પામનાર વ્યક્તિ શહીદ છે.

**અમુક ખાસ પરિસ્થિતિઓના અપવાદો :**

હદીષના શબ્દોમાં **"ફલા તખ્રૂજ ફીરારમ્ મિન્હુ"** (તમારે તેનાથી ભાગવું ન જોઈએ) આવ્યું છે. એનાથી સ્પષ્ટ થાય છે કે, જો કોઈ વ્યક્તિ મૌતના ભયે ફરાર થવા માટે નહીં બલ્કે પોતાની કોઈ અન્ય જરૂરિયાતના કારણે બીજા સ્થળે ચાલ્યો જાય તો તે આ પ્રતિબંધમાં સામેલ નથી. એ જ પ્રમાણે જો કોઈ વ્યક્તિની માન્યતા પોતાના સ્થળે પાક્કી છે કે અહીંયાંથી બીજા સ્થળે ચાલ્યા જવાથી મને મૌતથી છૂટકારો નહીં મળી શકે. જો મારો સમય આવી ગયો છે, તો મારૂં મૌત નક્કી જ છે અને જો સમય નથી આવ્યો, તો અહીંયાં રહેવાથી પણ મૌત આવવાનું નથી. આ પાક્કો અકીદહ (માન્યતા) રાખીને ફક્ત આબોહવાના પરિવર્તન માટે આ સ્થળેથી ચાલ્યો જાય, તો તે પણ આ પ્રતિબંધમાં સામેલ નથી.

એ જ પ્રમાણે જો કોઈ વ્યક્તિ પોતાની કોઈ જરૂરિયાતથી આવા સ્થળે પ્રવેશ કરે કે જે વસ્તીમાં બીમારી ફેલાયેલી છે અને તેનો અકીદહ પાક્કો હોય કે, અહીંયાં અલ્લાહપાકની મરજી સિવાય મૌત આવવાનું નથી, તો આવી પરિસ્થિતિમાં તેના માટે ત્યાં જવું જાઈઝ છે.

ત્રીજો મસ્અલો આ આયતથી એ સ્પષ્ટ થાય છે કે, મૌતના ભયથી જિહાદથી ભાગવું પણ હરામ છે. કુર્આન શરીફમાં આ મસ્અલો અન્ય સ્થળે વધારે ખુલાસાવાર સ્પષ્ટતાથી આવ્યો છે, જેમાં અમુક ખાસ પરિસ્થિતિઓને અપવાદ સ્વરૂપે વર્ણન કરવામાં આવી છે.

આ આયતનો જે વિષય છે, લગભગ એવા જ વિષયની બીજી આયત જિહાદથી નાસનારાઓ અથવા તેમાં શામેલ ન થનારાઓના સંદર્ભમાં આવી છે. ઈર્શાદ છે : ‘‘અમુક લોકોએ પોતે પણ જિહાદમાં ભાગ ન લીધો અને જિહાદમાં ભાગ લઈ શહીદ થઈ જનારા વિશે લોકોને કહે છે કે, તે લોકોએ અમારી વાત ન સાંભળી એટલા માટે માર્યા ગયા. જો તેઓએ અમારી વાત માની હોત તો માર્યા ન ગયા હોત. (આપ સલ.ને હુકમ થયો કે) આપ તેમને કહી આપો કે, જો મૌતથી બચવું તમારા અધિકારમાં છે, તો બીજાઓની ચિંતા શું કામ કરો છો ? તમે તમારી ચિંતા કરો અને પોતાની જાતને મૌતથી બચાવી લો. (એટલે કે મૃત્યુ જિહાદમાં જવા ન જવા ઉપર અવલંબિત નથી, તમને ઘેર બેઠા-બેઠા પણ મૌત આવશે.)’’

કુદરતના આશ્ચર્યોમાંથી એ પણ છે કે, સહાબએ કિરામ (રદી.)માંથી મહાન યોદ્ધા અને સેનાપતિ ‘‘સયફુલ્લાહ’’ (અલ્લાહની તલવાર) હઝરત ખાલિદ બિન વલીદ (રદી.) જેમની ઈસ્લામ સ્વીકાર પછીની આખી ઝિંદગી જિહાદમાં પસાર થઈ છે, તેઓ કોઈ જિહાદમાં શહીદ ન થયા. બીમાર થઈને તેમનું મૃત્યુ ઘરમાં થયું. મૃત્યુ સમયે પોતાની પથારી ઉપર પોતાના મૌતનો અફસોસ કરતા હતા અને ઘરવાળાઓને સંબોધીને કહેતા હતા કે, ‘‘હું ફલાણી-ફલાણી મોટી-મોટી લડાઈઓમાં સામેલ થયો અને મારા શરીરનું કોઈ અવયવ એવું બાકી નથી કે જ્યાં મને તીર અથવા ભાલાના ઘા વાગવાથી હું ઘાયલ ન થયો હોય અને મારા શરીર ઉપર તેના નિશાન ન હોય ! પરંતુ અફસોસ છે કે, હું હવે ગધેડાની જેમ પથારી ઉપર મરી રહ્યો છું. અલ્લાહ તઆલા બુઝદીલો (કાયરો)ને આરામ ન આપે, એમને મારી શિખામણ પહોંચાડી દો !’’

**આ ઘટનાના વર્ણન કરવાનો અસલ મકસદ એ જ હતો કે, જિહાદમાં જવાથી કે મૃત્યુથી ભાગવાથી છૂટકારો મળી ગયો એમ ન સમજો, બલ્કે અલ્લાહપાકના હુકમોને પૂરા કરીને બંને દુનિયાની સફળતા પ્રાપ્ત કરો. અલ્લાહ તઆલા તમારી બધી વાતો સાંભળનારો અને જાણનારો છે.**



# દજ્જાલની નિશાનીઓ



**આપ (સલ.) ફરમાવે છે કે, જ્યારથી અલ્લાહપાકે માનવીનું નિર્માણ કર્યું, દુનિયામાં કોઈ ફિત્નો દજ્જાલના ફિત્નાથી મોટો નથી થયો. અને અલ્લાહપાકે જે નબીને પણ મોકલ્યા, તે નબીએ પોતાની ઉમ્મતને દજ્જાલથી ડરાવી છે....**

...અને હું અંતિમ નબી છું અને તમે શ્રેષ્ઠ ઉમ્મત છો, (માટે) તે ગમે તેમ કરીને તમારી અંદર જ નીકળશે. જો તે મારી હાજરી (જીવન)માં નીકળ્યો તો દરેક મુસલમાન તરફથી તેનો સામનો કરનાર હું છું, અને જો મારા પછી નીકળશે તો દરેક મુસલમાન પોતાની સુરક્ષા સ્વયં કરશે અને અલ્લાહપાક દરેક મુસલમાનનો મુહાફિઝ અને રક્ષક હશે. તે શામ (સિરિયા) અને ઈરાક વચ્ચે એક રસ્તા પર પ્રગટ થશે. પછી તે ડાબે-જમણે (દરેક બાજુ) ફસાદ ફેલાવશે. હે અલ્લાહના બંદાઓ ! તમે તે સમયે સાબિત કદમ રહેજો, હું આપની સમક્ષ તેની એ નિશાનીઓ કહી દઉં છું, જે મારાથી પહેલાં કોઈ નબીએ બયાન કરી નથી. તે સૌથી પહેલાં તો એવો દાવો કરશે કે, હું તમારો રબ છું, પરંતુ તેને જોનારને પ્રથમ દ્રષ્ટિએ જ એવી ત્રણ વસ્તુઓ દેખાશે, જેનાથી તેના દાવાને ફગાવી શકાય છે : (૧) એક તો એ કે, તે નરી આંખે જોઈ શકાતો હશે. જો કે તમે પોતાના રબને મૃત્યુ પહેલાં જોઈ શકતા નથી. (તો તેનું દેખાવું જ એ વાતની દલીલ હશે કે, તે રબ નથી) અને (૨) બીજી એ કે તે કાણો હશે, જો કે તમારો રબ કાણો નથી. (૩) ત્રીજી એ કે તેની બંને આંખો વચ્ચે 'કાફિર' લખેલું હશે, જે દરેક મુઅમિન વાંચી લેશે, ભલે તે ભણેલો હશે કે નહીં હોય. *(ઈબ્ને માજા, અબૂ દાઉદ, ઈબ્ને ખુઝૈમા, હાકિમ)*

દજ્જાલ-અરબી ભાષામાં છળ કરનાર, ધોખો આપનારને પણ કહેવામાં આવે છે. 'દજલ' કોઈ વસ્તુ પર સોનાનું પાણી ચઢાવવાને પણ કહે છે. દજ્જાલનું આ નામ એટલા માટે રાખવામાં આવ્યું છે કે, જૂઠ અને ધોકો તેના

વ્યક્તિત્વનું વિશેષ ગુણ હશે. તે જાહેર કંઈક કરશે, અંદરથી જુદું હશે. તેના બધા દાવાઓ, આયોજનો, પ્રવૃત્તિઓ અને કાર્યક્રમો એ ક જ ધરી પર ફરતા હશે અને તે છે દજલ અને છળ. તેના દરેક કામ પર ધોકા અને જૂઠની છાયા હશે. તેની કોઈ વસ્તુ, કોઈ અમલ, કોઈ વાત, આ શૈતાની ટેવની અસરથી ખાલી નહીં હોય.

દજ્જાલની બંનો આંખો ખામીયુક્ત હશે. ડાબી આંખ રોશની વગરની હશે અને જમણી આંખ દ્રાક્ષની જેમ બહાર નીકળેલી હશે.

તે (દજ્જાલ, જૂઠો મસીહ) એક યુવાન પુરૂષ હશે, તેના વાળ નાના અને વાંકડિયા હશે અને તે એક આંખથી અંધ (કાણો) હશે.

*(સહીહ મુસ્લિમ : ૭૦૧૫)*

રસૂલે મકબૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એક વાર સ્વપ્નમાં જોયું કે તેઓ કા'બાનો તવાફ કરી રહ્યા છે કે, આ દરમિયાન તેમને દજ્જાલ દેખાડવામાં આવ્યો. આપ (સલ.)એ ફરમાવ્યું : ''તે ભારેખમ શરીર, લાલ વર્ણ, વાંકડિયા વાળ અને એક આંખથી અંધ છે, તેની આંખ લટકી રહેલી દ્રાક્ષના દાણાં જેવી છે.'' *(સહીહ બુખારી : ૨:૨૪૨)*

તેના કપાળ પર શબ્દ 'કાફિર' લખેલું હશે અને દરેક ઈમાનવાળો ભલે તે ભણેલો હશે કે અભણ, તે આ શબ્દ વાંચી શકશે.

*(મુસ્નદે અહમદ : ૩:૩૬૭, ૩૬૮)*

ઉપરોક્ત હદીસો સ્પષ્ટતાની સાથે દજ્જાલનું સ્વરૂપ અને વ્યક્તિત્વ રજૂ કરે છે. તેમના પ્રમાણે દજ્જાલ એક નવયુવક હશે, તે હષ્ટપુષ્ટ અને ભારેખમ હશે, તેનો રંગ લાલ હશે, તેના વાળ વાંકડિયા અને ઘણા નાના (કપાયેલા) હશે, તેની બંને આંખોમાં ખામી હશે, તે એક આંખથી અંધ હશે, તેની બીજી આંખ એવી રીતે હશે જે રીતે દ્રાક્ષનો લટકતો દાણો, તેના કપાળ પર બન્ને આંખ વચ્ચે શબ્દ 'કાફિર' લખેલું હશે.

**દજ્જાલી ફિત્નાની સ્પષ્ટ રૂપરેખા :**

હઝરત મૌલાના મનાઝિર અહસન ગીલાની (રહ.) પોતાની કિતાબની

પ્રસ્તાવનામાં દજ્જાલી ફિત્નાની રૂપરેખા વર્ણન કરતાં લખે છે :

મશહૂર હદીષ જે અબૂદાવૂદ, મુસ્લિમ, તિર્મિઝી, નસઈ, અહમદ, બયહકી વગેરે હદીષશાસ્ત્રીઓના ગ્રંથોમાં જોવા મળે છે, જેમાં દર્શાવવામાં આવ્યું છે કે, દજ્જાલના ફિત્નાથી જે સુરક્ષિત રહેવા માંગતો હોય, તેણે સૂરહ કહફની પહેલી કે છેલ્લી આયતોની તિલાવત કરવી જોઈએ. અમુક રિવાયતો (નોંધો)માં પહેલી કે છેલ્લી આયતોનો ઉલ્લેખ નથી, બલ્કે એમ કહેવામાં આવ્યું છે કે, કોઈ પણ શરત વગર સૂરહ કહફની દસ આયતોની તિલાવત કરે. આની તિલાવત તેને દજ્જાલના ફિત્નામાં સપડાવવાથી બચાવી લે છે. હઝ. અબૂ સઈદ ખુદરી, હઝ. અબૂદરદા, હઝ. અબ્દુલ્લાહ બિન ઉમર, હઝ. અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમ સહાબાઓથી ઓછાવત્તા શબ્દો સાથે ઉપરોક્ત હદીષ ગ્રંથોમાં નોંધવામાં આવી છે.

‘‘અલમસીહુ દજ્જાલ’’નું વ્યક્તિત્વ અને વાસ્તવિક્તા વિશે અત્રે ચર્ચા નથી કરવી, તે એક જુદો મુદ્દો છે. અત્રે હેતુ એ છે તે ફિત્ના વિશે ચર્ચા કરવામાં આવે, જેને પયગમ્બરી ભવિષ્યવાણીઓમાં ‘મસીહે દજ્જાલ’ સાથે જોડવામાં આવ્યો છે.

દજ્જાલ વિશે આપે જે કાંઈ સાંભળ્યું હશે કે પુસ્તકોમાં જે બાબતો તેની સાથે જોડવામાં આવી છે, બધાને નજર સમક્ષ રાખ્યા પછી તેનું સર્વગ્રાહી અર્થઘટન એ જ હોય શકે છે કે, કેટલાક કુદરતી નિયમો (પ્રાકૃતિક શક્તિઓ) પર તેને અસામાન્ય પ્રભુત્વ આપવામાં આવશે. દા.ત. અંતર, યાને એક જગ્યાથી બીજી જગ્યાનું અંતર. તેના કાળમાં એમ કહો કે શુન્યના દરજ્જે પહોંચાડી દેવામાં આવશે. આ ઝડપનો ઉલ્લેખ કરતાં આ જે કહેવામાં આવ્યું કે, ‘‘જેવી રીતે વરસાદને ઝડપી પવન ઉડાવી લઈ જાય છે’’ કંઈક આવી જ સ્થિતિ તેની ગતિની હશે. સહીહ મુસ્લિમમાં આ શબ્દો નોંધવામાં આવ્યા છે.

અને આ ઝડપી ગતિના કારણે ધરતીના દેશો તથા શહેરો જ નહીં, બલ્કે એશિયા, આફ્રિકા, યુરોપ તથા અમેરિકા વગેરેના એક-એક ગામડા સુધી

ચાલીસ દિવસમાં તે પહોંચી જશે. ઈમામ મુસ્લિમની ઈબ્ને સમ્આનવાળી રિવાયતથી આ જ સમજમાં આવે છે.

હઝ. અલી (રદી.)ના હવાલાથી કન્ઝુલ ઉમ્માલ જે પ્રવચન નોંધવામાં આવ્યું છે, તેમાં ભવિષ્યમાં આકાર લેનારી ઘટનાઓના સિલસિલામાં દજ્જાલનો ઉલ્લેખ કરતાં એવું પણ કહેવામાં આવ્યું હતું કે, દજ્જાલ એવા અવાજથી પોકારશે કે પૂર્વ તથા પશ્ચિમ વચ્ચે રહેવાવાળા સાંભળશે. *(ખુલાસા કન્ઝુલ ઉમ્માલ : ૨/૭૫૩, મુસ્નદે અહમદ-૫૨)* જેનાથી જાણવા મળ્યું કે, માત્ર ગતિ જ નહીં બલ્કે ‘‘અવાજ’’ના સંદર્ભમાં પણ અંતરનો મુદ્દો દજ્જાલના કાળમાં બિનમહત્વ (ગૌણ) બનીને રહી જશે. તે જ ગ્રંથમાં મુસ્તદરક હાકિમના હવાલાથી અબ્દુલ્લાહ બિન ઉમરની એક રિવાયત દજ્જાલ વિશે જ જે જોવા મળે છે, તેમાં પણ છે કે દજ્જાલના અવાજને પૂર્વ તથા પશ્ચિમના રહેવાસી સાંભળશે. *(પૃ.૨/૪૯)*

એવી જ રીતે રિવાયતોમાં દર્શાવવામાં આવ્યું છે કે, ઈલાજ-ઉપચારની રીતો પ્રગતિ સાધી એ હદે પહોંચી જશે કે જન્મથી આંધળા તથા કોઢ-ગ્રસ્તને પણ સ્વસ્થ કરી દેવાની ક્ષમતા મેળવી લેવામાં આવશે.

એમ પણ કહેવામાં આવ્યું છે કે, ધરતીની નદીઓ, સમુદ્રો, નહેરો પર તેને અંકુશ આપવામાં આવશે. જેનાથી જાણવા મળ્યું કે, સિંચાઈના સાધનો અસામાન્ય પ્રગતિઓ સધાશે. તેની સાથોસાથ ધરતીની ઉપજોના શબ્દોનો પણ વધારો છે. યાને કે જમીનના ઉત્પાદનો પર પણ તેને અંકુશ આપવામાં આવશે, જે સિંચાઈના સાધનો પર કાબૂનું અનિવાર્ય પરિણામ છે. અને આટલું જ નહીં, બલ્કે એવું જણાય છે કે વરસાદી પવનોથી કામ લેવાની રીતો પણ તેની ઉપર ખોલી દેવામાં આવશે. હદીષના શબ્દો છે કે, તે આકાશના વાદળાંને હુકમ આપશે, તો તે વરસવા માંડશે, અને ધરતીને આદેશ આપશે તો તે ઉગાડવા માંડશે. *(કન્ઝ બર મુસ્નદ : ૨/૩૮)*

એની પણ જાણકારી મળે છે કે, ખેતપેદાશો સિવાય ધરતીના પેટાળના

ખનીજ ભંડારોને કાઢવામાં અસામાન્ય કરિશ્માઓ દજ્જાલ બતાવશે. હદીષના શબ્દો છે કે, દજ્જાલ ઉજ્જડ વિસ્તારો પાસેથી પસાર થશે, તો તેને કહેશે કે તારા ભંડાર બહાર કાઢ, તો તે ભંડારો બહાર નીકળી તેની પાછળ ચાલવા માંડશે. અને તે જ રિવાયતોમાં દજ્જાલ વિશે કહેવામાં આવ્યું છે કે, તે મુડદાઓને જીવતા કરશે. મતલબ તેની અંદર મુડદાઓને જીવતા કરવાની શક્તિ પણ આવી જશે. એવું પણ રિવાયતમાં છે કે તે મડદાઓને જીવતા કરીને દેખાડશે પણ. સિહાહમાં છે કે, જીવતા માણસના બે ફાડચા કરી નાંખશે અને પછી બન્ને ફાડચાઓને જોડી તેને જ જીવતો કરી દેશે. અને વાત આ જ બિંદુ પર આવીને અટકતી નથી, બલ્કે રિવાયતોના તે અંશો પર વિચાર કરો, જેમાં કહેવામાં આવ્યું છે કે, દજ્જાલ લોકોને એક ચમત્કાર એ પણ કરીને બતાવશે કે (કેટલીક નાપાક આત્માઓ) અર્થાત્ શૈતાનો લોકોની સામે પ્રગટ થઈને કહેશે કે, અમારું આ નામ છે, અને અમે તમારા મરી ગયેલા બાપ કે માતા છીએ કે અન્ય સગાવ્હાલાં છીએ. રિવાયતના શબ્દો છે : “અને દજ્જાલ સાથે કેટલાક શયતાનોને ઉઠાવવામાં (મોકલવામાં) આવશે, એવા લોકોના રૂપમાં જેઓ મરી ચૂક્યા છે. અર્થાત્ માં, બાપ, ભાઈ અને અન્ય ઓળખીતા લોકોના રૂપમાં. પછી તેઓમાંથી કોઈ પોતાના બાપ કે ભાઈ પાસે જશે, ત્યાર બાદ તેને કહેશે કે, શું હું ફલાણો નથી, શું તું મને ઓળખતો નથી ? *(કન્ઝુલ ઉમ્માલ : ૪૫)*

કેટલીક રિવાયતોના શબ્દો આ મુજબ પણ આવ્યા છે.

દજ્જાલ સાથે કેટલાક શૈતાનો હશે, જે મરેલાઓના રૂપ ધારણ કરી જીવતાઓથી કહેશે કે, તમે મને ઓળખો છો, હું તમારો બાપ કે તમારો ભાઈ કે તમારો ફલાણો સગો-સબંધી છું ? શું તમે નથી જાણતા કે અમે મરી ચૂક્યા છીએ ? *(પૃ.૪૭)*

સારાંશ કે તેનો પણ અણસાર મળે છે કે, મુડદાઓ સાથે, જીવતાઓનો સબંધ સ્થાપવાનો દાવો પણ તેવી જ રીતે કરવામાં આવશે, જેવી રીતે સાંભળવામાં આવે છે કે યુરોપ તથા અમેરિકામાં આજકાલ મૃતકોને હાજર

કરાવવાનો અને તેમની સાથે વાતચીતનો મોકો, તે મૃતકોના જીવતા સગા-સબંધીઓ માટે સ્પ્રીચ્યુલિઝમ (અધ્યાત્મવાદ)વાળાઓ તરફથી ઉપલબ્ધ કરાવવામાં આવે છે. હઝ. અબૂ સઈદ ખુદરી (રદી.)ના હવાલાથી મુસ્નદે અહમદમાં દજ્જાલ વિશે જ એક લાંબી હદીષ જોવા મળે છે, જેનો એક ભાગ આ પણ છે.

દજ્જાલ કોઈ ગામડિયાને કહેશે કે, હું તારા માતા-પિતાને જીવતા કરી ઉભા કરી દઉં તો તું મને પોતાનો પાલનહાર (પૂજ્યદેવ) માની લેશે? ગામડિયો કહેશે : વારુ, આવું કરીને દેખાડ. ત્યારે બે નાપાક આત્માઓ તે ગામડિયા સમક્ષ તેના માતા-પિતાનું રૂપ ધારણ કરી પ્રગટ થશે અને ગામડિયાથી કહેશે કે, હે મારા બેટા ! તું દજ્જાલનો સાથ આપ અને તેનું અનુસરણ કર. આ જ તારો પાલનહાર છે. *(કન્ઝુલ ઉમ્માલ : ૨/૪૦)*

તો પ્રાકૃતિક નિયમો પર દજ્જાલને જે અસામાન્ય કાબૂ આપવામાં આવશે, તે આ જ કે આ જ પ્રકારની બીજી વાતો પણ છે, જેની વિગતો દજ્જાલ સબંધી હદીષોમાં જોવા મળે છે. પરંતુ જ્યાં સુધી મારો વિચાર છે, દજ્જાલને દજ્જાલ બનાવનાર, તેની એ કાર્યશૈલી હશે, જે પોતાની આ અસામાન્ય સત્તા-શક્તિના ઉપયોગ વખતે તે અપનાવશે.

## દજ્જાલ કેવો હશે ?

અહાદીષમાં દજ્જાલને નીચેના રૂપમાં દર્શાવવામાં આવ્યો છે :

- એક જવાન માણસ હશે.
- તેનું શરીર ભારી ભરખમ અને જાડુ હશે.
- મોઢાનો રંગ લાલાશ પડતો હશે.
- વાળ નાના અને વાંકડીયા હશે.
- તેની બન્ને આંખો ખોડખાંપણવાળી હશે. એક આંખથી કાણો હશે અને બીજી આંખ દ્રાક્ષના ગુચ્છામાંથી બહાર નીકળેલ દાણાં જેવી લટકતી હશે.

- તેની પેશાની પર કાફિર લખેલું હશે. બધા જ ઈમાનવાળા તેને વાંચી લેશે. જ્યારે કાફિર ચાહે તે ઓક્સફોર્ડ યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ હોય કે હાવર્ડનો માસ્ટર હોય, નહીં વાંચી શકે.
- તેની બન્ને પીંડીઓ વચ્ચે થોડુંક અંતર હશે.
- જ્યારે તે પોતાના બન્ને પગ જમીન પર મૂકશે, તો પગનો આગળનો ભાગ પહોળો અને એડીઓ ચોંટેલી જોવા મળશે.
- તેની કોઈ ઔલાદ નહીં હોય.

**સૌપ્રથમ જાહેર થવાની જગ્યા :**

હઝરત અબૂબક્ર (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે, દજ્જાલ પૂર્વમાં જાહેર થશે, જેને ખુરાસાન કહેવામાં આવે છે. તેની સાથે એવા લોકો થશે, જેઓના મોઢા ઢાલની માફક હશે. *(મુસ્નદે અહમદ)*

હઝરત નવ્વાસ બિન સમ્આન (રદી.)થી રિવાયત છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, તે સિરિયા અને ઈરાકની વચ્ચે એક માર્ગ પર જાહેર થશે. *(મુસ્લિમ શરીફ)*

**દજ્જાલના અનુયાયીઓ :**

અલ્લાહ તઆલા પોતાના બંદાઓની પરીક્ષા લેવા માટે દજ્જાલને એવા ચમત્કારો આપશે કે આ ચમત્કારોને જોઈ ઘણા લોકો તેની સામે નમસ્કાર કરી દેશે અને તેને પોતાનો ખુદા માની લેશે. આવા લોકોનું અલગ-અલગ અહાદીસમાં વર્ણન કરવામાં આવ્યું છે. અહીંયા તે અહાદીષનો ઉલ્લેખ કરવામાં આવે છે.

હઝરત અનસ બિન માલિક (રદીયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે, દજ્જાલ સાથે અસ્ફહાનના સિત્તેર હજાર યહુદીઓ હશે, જે ઈરાની ચાદરો ઓઢીને નીકળશે. *(મુસ્લિમ : ભાગ-૪, પેજ-૨૨૨૬, હદીષ નં. ૨૯૪૪)*

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે, દજ્જાલ ખૂજ અને કિરમાનમાં સિત્તેર હજાર લોકો સાથે ઉતરશે, જેઓના ચહેરા ઢાલની માફક હશે. *(મુસ્નદે અહમદ : ભાગ-૧૪, પેજ-૧૬૫, હદીષ નં.૮૪૫૪)* ઢાલની માફક હોવાનો અર્થ એ છે કે, તેઓનું માથુ નાનું હશે અને ચહેરા સફેદ અને ગોળ હશે તથા ગાલ ઉભરેલા અને નાક ચપટા હશે.

હઝરત અનસ બિન માલિક (રદી.)થી રિવાયત છે કે, નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે, દુનિયાના બધા જ શહેરોમાં દજ્જાલ પહોંચશે, પરંતુ મક્કા-મદીનામાં તે પ્રવેશી નહીં શકે. કારણ કે મક્કા-મદીનાના બધા જ રસ્તાઓ ઉપર ફરિશ્તાઓ તૈનાત હશે, જે આ બન્ને શહેરોની રક્ષા કરશે. આ રક્ષાને લઈ દજ્જાલ મદીનાથી બહાર ખારી જમીનમાં ઉતરશે. તે સમયે મદીનામાં ત્રણ વાર ભૂકંપના આંચકા અનુભવાશે. આ ભૂકંપના ડરથી મદીનામાં મૌજૂદ બધા જ કાફિરો અને મુનાફિકો નીકળી દજ્જાલ સાથે મળી જશે. *(બુખારી : ભાગ-૩, પેજ-૨૨, હદીષ નં.૧૮૮૧)* કાફિર અને મુનાફિકથી મુરાદ તે લોકો છે, તે પોતાને મુસલમાન કહેતા હશે, પરંતુ વાસ્તવમાં તેઓ સાચા મુસલમાન નહીં હોય.

અજ્ઞાની (જાહિલ) ગામડીયાઓ જેઓ પોતાના મૃત્યુ પામેલ માં-બાપને જીવતા જોઈ દજ્જાલની સાથે થઈ જશે, જેનું વર્ણન પહેલાં કરવામાં આવ્યું.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : દજ્જાલ આ ખાળી જમીન મરરેકનાતમાં ઉતરશે. તેની તરફ નિકળવાવાળા માણસોમાં વધારે પડતી સ્ત્રીઓ હશે. અહીં સુધી કે એક માણસ પોતાના ઘરમાં જઈ પોતાની માતા, પોતાની પુત્રી, પોતાની બહેન, પોતાની ફોય વગેરેને બાંધી દેશે કે ક્યાંક તેઓ ઘરમાંથી બહાર નીકળી દજ્જાલની સાથે ન થઈ જાય.

*(મુસ્નદે અહમદ : ભાગ-૯, પેજ-૨૫૫, હદીષ નં. ૫૩૫૩)*

ઉપર વર્ણવેલ અહાદીષથી માલુમ પડે છે કે, નીચે પ્રમાણેના લોકો દજ્જાલની સાથે થઈ જશે : (૧) અસ્ફહાનના સિત્તેર હજાર યહુદીઓ

(૨) ખૂજ અને કિરમાનના સિત્તેર હજાર લોકો (૩) કાફિર અને મુનાફિક લોકો (૪) જાહિલ ગામડીયાઓ (૫) સ્ત્રીઓ.

**દજ્જાલની તાકાત :**

દજ્જાલની સહાયક શક્તિઓ અને તેની પાસેની શૈતાની શક્તિઓની આગાહી આપણને નીચેની હદીસોમાંથી મળે છે.

હદીસ શરીફમાં આવે છે કે, દજ્જાલની સાથે અસ્ફહાનના સિત્તેર હજાર યહૂદી હશે, જેઓ ઈરાની ચાદર ઓઢેલા હશે.

*(સહીહ મુસ્લિમ : ૭૦૩૪, રિવાયત અનસ બિન માલિક રદી.)*

રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ દજ્જાલ સબંધે કહ્યું કે, તેની પાસે આગ અને પાણી હશે, (જે) આગ (દેખાશે) ઠંડું પાણી હશે અને (જે) પાણી (દેખાશે) તે આગ (હશે.) *(સહીહ બુખારી, રિવાયત હુઝૈફા રદી.)*

તે (દજ્જાલ)ની પાસે રોટલીઓનો પહાડ અને પાણીનો દરિયો હશે. (અર્થાત્ તેની પાસે પાણી અને ખોરાક વિપુલ પ્રમાણમાં હશે.) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : આ વાતો માટે તે ખૂબ જ તુચ્છ છે, પરંતુ અલ્લાહપાક તેને એની પરવાનગી આપશે (જેથી લોકોને અજમાવી શકાય કે તેઓ અલ્લાહ પર વિશ્વાસ મૂકે છે કે દજ્જાલ પર).

*(સહીહ બુખારી : ભાગ-૯, પેજ-૨૪૪, રિવાયત મુગૈરહ રદી.)*

અને પછી દજ્જાલ પોતાની સાથે એક નદી અને આગ લઈને આવશે, જે તેની આગમાં પડશે, ખરેખર તેને બદલો મળશે અને તેનો બોજો ઓછો કરી દેવામાં આવશે. પરંતુ જે તેની નદીમાં ઉતરશે, તેનો બોજો યથાવત્ રહેશે અને તેનો બદલો તેનાથી છીનવી લેવામાં આવશે. *(સુનને અબૂ દાવુદ : ૪૨૩૨)*

અમે પૂછ્યું : હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)! તે આ ધરતી પર કેટલી ઝડપથી ચાલશે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : જે રીતે પવન વાદળોને ઉડાવીને લઈ જાય છે.

*(સહીહ મુસ્લિમ : ૭૦૧૫, રિવાયત : નવાસ ઈબ્ને સિમઆન રદી.)*

તે (દજ્જાલ) એક ગધેડા પર સવાર હશે, તે ગધેડા પર સવાર થશે, તે (ગધેડા)ના કાનો વચ્ચે ૪૦ હાથોનું અંતર હશે.

*(મુસ્નદે અહમદ : ભાગ-૩/૩૬૭-૩૬૮)*

તે એક ગામડિયાને કહેશે કે, જો હું તમારા માં-બાપને તમારા માટે ફરીથી જીવિત કરી દઉં તો તમે શું કરશો ? શું તમે સાક્ષી આપશો કે હું તમારો ખુદા છું ? ગામડિયો કહેશે કે, હા ! પછી બે શયાતીન એ ગામડિયાના માં-બાપના સ્વરૂપમાં તેની સામે આવી જશે અને કહેશે : અમારા દીકરા! આનો આદેશ માનો, આ તમારો ખુદા છે. *(ઈબ્ને માજા, કિતાબુલ ફિતન : ૪૦૭૭)*

દજ્જાલ આવશે, પરંતુ તેના માટે મદીનામાં પ્રવેશ નિષેધ હશે. તે મદીનાની નજીકના વિસ્તારમાં તંબુ નાંખશે. તે દિવસે શ્રેષ્ઠ માણસ અને શ્રેષ્ઠ લોકોમાંથી એક તેની પાસે આવશે અને કહેશે : હું સમર્થન આપું છું કે, તમે એ જ દજ્જાલ છો, જેનો હુલિયો અમને અલ્લાહપાકના નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ જણાવ્યો હતો. દજ્જાલ લોકોને કહેશે કે, જો હું આને કતલ કરી નાખું અને ફરી જીવિત કરી દઉં તો શું તમને મારા દાવામાં કોઈ શંકા રહેશે ? તેઓ કહેશે કે, નહીં ! પછી દજ્જાલ તેને કતલ કરી દેશે અને પછી તેને ફરી જીવંત કરી દેશે. તે માણસ કહેશે : હવે હું તમારી વાસ્તવિક્તા પહેલાથી વધુ બહેતર જાણી ચૂક્યો છું. દજ્જાલ કહેશે કે, હું આને કતલ કરવા ઈચ્છું છું, પણ આવું થઈ શકશે નહીં.

*(સહીહ બુખારી : ૩૧૦૬, રિવાયત અબૂ સઈદ ખુદરી રદી.)*

દજ્જાલના નિકળવાની વાત સાંભળી એક મુસલમાન તેની પાસે જવા માટે નિકળશે, તો દજ્જાલના અનુયાયીઓ તેને રોકી પૂછશે કે, તું ક્યાં જઈ રહ્યો છે ? તે મુસલમાન કહેશે કે, હું દજ્જાલ પાસે જઈ રહ્યો છું. દજ્જાલના અનુયાયીઓ તે માણસથી પૂછશે કે, તું અમારા ખુદા (દજ્જાલ) પર ઈમાન લાવ્યો છે ? તે માણસ ઈન્કાર કરી દેશે તો દજ્જાલના અનુયાયીઓ પરસ્પર કહેશે કે, આ માણસને કત્લ કરી નાંખો. પરંતુ અમુક અનુયાયીઓ રોકશે કે તમારા ખુદા (દજ્જાલ)એ કોઈને કત્લ કરવાની મનાઈ કરી છે. પછી આ

અનુયાયીઓ તે માણસને લઈ દજ્જાલ પાસે જશે. જ્યારે આ મુસલમાન દજ્જાલને જોઈ લેશે, તો મુસલમાનોથી કહેશે કે, અય મુસલમાનો ! આ જ દજ્જાલ છે. આનાથી સાવચેત રહેશો. દજ્જાલ આ માણસને ઉંધો સુવડાવી મારશે અને કહેશે કે, તું મારી ઉપર ઈમાન લાવે છે કે નહીં ? તે માણસ કહેશે : તું જુઠો છે અને તું જ દજ્જાલ છે. પછી દજ્જાલ આરી વડે આ માણસને માથાથી લઈ નીચે સુધી ચીરીને બે ટુકડા કરી નાંખશે અને દજ્જાલ બન્ને ટુકડાઓ વચ્ચે ચાલશે. પછી દજ્જાલ આ મુસલમાનને ફરી જીવિત કરી દેશે. અને પૂછશે કે, હવે તું મને ખુદા માને છે ? આ સાંભળી મુસલમાન જવાબ આપશે કે, હવે તો તારી વાસ્તવિક્તા પહેલાથી પણ વધારે સ્પષ્ટ થઈ ગઈ કે તું દજ્જાલ છે. આ મુસલમાન પછી બીજા મુસલમાનોથી કહેશે કે, અય મુસલમાનો ! ડરો નહીં, મારા પછી તે કોઈની પણ સાથે આવો વર્તાવ નહીં કરી શકે. દજ્જાલ ગુસ્સે થઈ આ માણસને ઝબ્હ કરવા માંગશે, પરંતુ અલ્લાહ તઆલા તે માણસનું ગળુ તાંબાનું બનાવી દેશે, જેથી દજ્જાલ તેને ઝબ્હ નહીં કરી શકે. દજ્જાલ ફરી ગુસ્સે થઈ તેના હાથ-પગ પકડી પોતાની સાથે લાવેલ નર્કમાં ફેંકી દેશે. લોકો સમજશે કે, આ માણસને નર્કમાં ફેંકી દેવામાં આવ્યો, પરંતુ વાસ્તવમાં તે સ્વર્ગમાં પહોંચી ગયો હશે. આપ (સલ.)એ ફરમાવ્યું : તે દિવસે આ માણસ સૌથી મોટો શહદી હશે.

*(મુસ્લિમ : ભાગ-૪, પેજ-૨૨૫, હદીષ નં. ૨૯૩૮)*

ઉપર વર્ણવેલ અહાદીષથી નીચેની વાતો સ્પષ્ટ થાય છે :

- ખોરાક, આગ, પાણી જેવા જીવન જરૂરિયાતના સ્ત્રોતો દજ્જાલના કબ્ઝામાં થઈ જશે.
- દજ્જાલની પાસે વધુ પ્રમાણમાં દૌલત અને ખઝાનાઓ હશે.
- વરસાદ, દુકાળ, ખેતીવાડી જેવા કુદરતી માધ્યમો પણ તેના કબ્ઝામાં થઈ જશે.
- તે જમીન ઉપર એવી ઝડપથી ચાલશે, જેવી રીતે પવન વાદળોને ઉઠાવી ઝડપથી લઈ જાય છે.

- તેની સવારી ગધેડાના બન્ને કાન વચ્ચે ૪૦ હાથ જેટલું અંતર હશે.
- તે એક કાલ્પનિક સ્વર્ગ અને એક કાલ્પનિક નર્ક પોતાની સાથે લઈને આવશે.
- શૈતાનો તેની મદદ કરશે અને શૈતાનો મૃત્યુ પામેલ લોકોના સ્વરૂપ ધારણ કરી લોકોને ગુમરાહ કરવાની કોશિષ કરશે.
- તેને જીવન-મરણ ઉપર પણ ટૂંક સમય માટે કુદરત આપવામાં આવશે.

### દજ્જાલ કેટલા સમય સુધી રહેશે ? :

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી પૂછવામાં આવ્યું કે, દજ્જાલ કેટલા સમય સુધી જમીન ઉપર રહેશે ? તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : ચાળીસ દિવસ સુધી. પરંતુ તેના જાહેર થવાનો પહેલો દિવસ એક વર્ષ જેટલો લાંબો થઈ જશે. બીજો દિવસ એક મહિના જેટલો લાંબો થઈ જશે અને ત્રીજો દિવસ એક અઠવાડિયા જેટલો લાંબો હશે અને બાકીના દિવસો રાબેતા મુજબ ચોવીસ કલાકના હશે.

*(મુસ્નદે અહમદ : ભાગ-૨૩, પેજ-૨૧૦, હદીષ નં. ૧૪૯૫૩)*

જે બાબતોનો સબંધ ગૈબથી હોય છે, તેમાં આપણી પાસે એકમાત્ર જાણવાનો માધ્યમ ‘‘વહી’’ છે. માનવતા પાસે તે સિવાય બીજો કોઈ ઉપાય નથી કે જે વસ્તુઓને તે અવલોકન અને સ્વસંશોધનથી જાણી શકતા નથી, તેમના વિશે એવા માધ્યમો પર વિશ્વાસ કરે, જે આધારભૂત પણ હોય અને સંતોષકારક પણ. અને આ માધ્યમ બુધ્ધિ નથી, વહી છે. વહીના નૂર વગર બુધ્ધિ ગુમરાહ છે, અને ગુમરાહી સુધી લઈ જનાર છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એવી હસ્તી છે, જેમને અજ્ઞાનકાળ (જહાલતનો જમાનો)ના સખત દુશ્મની ધરાવનાર વિરોધીઓએ પણ ‘‘સાદિકુલ અમીન’’ (સાચા)નું ઈલ્કાબ આપ્યું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) જીવનભર ક્યારેય પણ કોઈ પણ પ્રકારનું જૂઠ બોલ્યા નથી. માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની જણાવેલી સૂચનાઓથી વધુ આધારભૂત જ્ઞાનનું માધ્યમ

માનવીઓ પાસે કોઈ અન્ય નથી. આવો ! દુનિયાની સૌથી સાચી અને સૌથી વિશ્વાસપાત્ર જીભથી પૂછીએ કે, દજ્જાલ ક્યાં છે ? આ વાત આકર્ષણથી ખાલી નહીં હોય કે ખુદ એ જ હદીસ શરીફમાં જેમાં દજ્જાલના વર્તમાન ઠેકાણાનું વર્ણન આવેલ છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની આગાહીનું સમર્થન આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના પવિત્ર જીવનમાં થઈ ગયું હતું, જેના પર હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ હર્ષ વ્યક્ત કર્યું હતું.

જ્યારે અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) નમાઝ પઢી ચૂક્યા તો તેઓ મિમ્બર પર તશરીફ લાવ્યા અને મલકાતાં ફરમાવ્યું કે, બધા લોકો પોતાના સ્થાને બેસી રહે. પછી ફરમાવ્યું કે, જાણો છો મેં તમને કેમ ભેગા કર્યા છે ? લોકોએ કહ્યું કે, અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) બેહતર જાણે છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : અલ્લાહની કસમ ! મેં ન તમને કોઈ વસ્તુનો શોખ થાય એ માટે ભેગા કર્યા છે અને ન કોઈ વસ્તુથી ડરાવવા-ધમકાવવા માટે ભેગા કર્યા છે. બલ્કે મેં તમને એ જણાવવા માટે ભેગા કર્યા છે કે, તમીમદારી પહેલા ઈસાઈ હતો, તે આવ્યો. તેણે બૈઅત કરી અને ઈસ્લામમાં દાખલ થઈ ગયો. તેણે મને એવી ઘટના સંભળાવી, જેનો એવી વાતો સાથે સબંધ છે કે, જે હું તમને દજ્જાલ વિશે કહ્યા કરૂં છું.

તેણે મને જણાવ્યું કે, તે લખ્મ અને જઝામ કબીલાના ૩૦ માણસો સાથે એક સમુદ્રી વહાણમાં દરિયાના પ્રવાસ પર રવાના થયો. સમુદ્રની લહેરો મહિના સુધી તેમને આમ-તેમ હડસેલતી રહી. એટલે સુધી કે તેઓ એક ટાપુ પર પહોંચી ગયા. તે સમયે સૂર્યાસ્ત થઈ રહ્યો હતો. તેઓ એક નાની હોડીમાં બેસીને ટાપુમાં દાખલ થઈ ગયા. જ્યારે તેઓ ટાપુમાં દાખલ થયા તો તેમને એક પ્રાણી મળ્યું, જેના શરીર પર ઘણા વાળ હતા. વાળના અતિરેકને કારણે તેમને તેની આગળ-પાછળની કંઈ ખબર પડી શકી નહીં. તેમણે કહ્યું : તારૂં નાશ થાય, તું કઈ વસ્તુ છે ? તેણે કહ્યું કે, હું જસાસા છું. તેમણે પૂછ્યું : આ

જસાસ કઈ વસ્તુ છે ? તેણે જણાવ્યું કે, હે લોકો! ખાનકાહમાં હાજર એ માણસ તરફ જાવો, તે તમારી ખબરો સાંભળવા માટે ખૂબ જ જિજ્ઞાસાથી વાટ જુએ છે.

બયાન કરનાર કહે છે કે, જ્યારે એણે માણસનું વર્ણન કર્યું તો અમે ડરી ગયા કે આ પ્રાણી શૈતાન ન હોય. પછી અમે ઝડપથી ચાલ્યા અને ખાનકાહમાં દાખલ થયા. ત્યાં અમે ભારેખમ શરીરનો એક માણસ જોયો, જેના ઘુંટણથી ડખણા સુધી બાંધેલી એક સાંકળ હતી અને તેના હાથ નીચે ડોક સાથે બંધાયેલા હતા. અમે પૂછ્યું : તારૂં નાશ થાય, તું કઈ વસ્તુ છે? તેણે કહ્યું કે, મારી ખબર તમને વહેલી તકે પડી જશે, એ કહો કે તમે કોણ? અમે કહ્યું કે, અમે આરબથી આવ્યા છીએ. અમે વહાણમાં સવાર થયા, સમુદ્રમાં તોફાન આવી ગયું, મહિના સુધી લહેરો અમને હડસેલતી રહી. એટલે સુધી કે આ ટાપુના કિનારે લઈ આવી. અમે હોડીમાં બેસીને ટાપુમાં દાખલ થયા. અહીં અમને એક પ્રાણી મળ્યું, જેના શરીર પર ઘણા વાળ હતા. વાળના અતિરેકને કારણે તેના આગળ-પાછળની કંઈ ખબર પડતી ન હતી. અમે તેને પૂછ્યું કે, તારૂં નાશ થાય, તું કઈ વસ્તુ છે ? તેણે કહ્યું કે, ખાનકાહમાં ઉપસ્થિત એ માણસ તરફ જાઓ, તે તમારી ખબરો સાંભળવા માટે ઘણા શોખથી રાહ જોઈ રહ્યા છે. અમે ઝડપથી તમારી તરફ આવ્યા, એ ભયથી કે ક્યાંક આ શૈતાન ન હોય.

તેણે કહ્યું કે, મને બીસાનના રણદ્વીપ (રણપ્રદેશમાં ખજૂરના વૃક્ષો વિશે) જણાવો. અમે કહ્યું કે, તે રણદ્વીપ વિશે કઈ વાત પૂછવા માંગે છે. તેણે કહ્યું કે, હું જાણવા ઈચ્છું છું કે, શું તેના વૃક્ષો પર ફળ આવે છે કે નહીં? અમે કહ્યું કે, હા ! તેણે કહ્યું કે, મને તબરિયાના સરોવર વિશે જણાવો. અમે પૂછ્યું કે, એની કઈ વાત જાણવા ઈચ્છો છો ? તેણે કહ્યું કે, શું એમાં પાણી છે ? અમે કહ્યું કે, હા. એમાં ખૂબ પાણી છે. તે બોલ્યો કે, તેનું પાણી ઘણી જલ્દી ખતમ થઈ જશે. પછી તેણે કહ્યું કે, મને ઝુગરના ઝરણાં વિશે જણાવો. અમે પૂછ્યું કે, કઈ વાત જાણવા માંગો છો? સાંકળમાં જકડાયેલા માણસે કહ્યું કે, શું ઝરણામાં પાણી છે ? અને લોકો એ પાણીથી ખેતરોમાં સિંચાઈ કરે છે ? અમે

કહ્યું કે, એમાં ખૂબ પાણી છે અને શહેરીઓ તેના વડે ખેતરોની સિંચાઈ કરે છે. પછી એણે પૂછ્યું કે, મને નબીએ ઉમ્મી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) વિશે જણાવો, તેમણે શું કર્યું છે ? અમે કહ્યું કે, તેઓ મક્કાથી નીકળીને યસરબ (મદીના)માં આવી ગયા છે. તેણે પૂછ્યું કે, શું આરબોએ યુદ્ધ કર્યું ? અમે કહ્યું કે, હા ! તેણે પૂછ્યું : એણે તેમની સાથે શું કર્યું ? અમે જણાવ્યું કે, તેઓ આસપાસના આરબો પર છવાઈ ચૂક્યા છે અને એમણે ઈતાઅત સ્વીકારી લીધી છે. આથી તેણે કહ્યું કે, તેમના માટે એ જ બેહતર છે કે તેઓ ઈતાઅત સ્વીકારી લે. હવે હું તમને મારા વિશે જણાવું છું કે, હું દજ્જાલ છું, મને બહુ જ જલ્દી નીકળવાની પરવાનગી મળી જશે.

*(સહીહ મુસ્લિમ, હદીસ : ૭૨૦૮, રિવાયત ફાતિમા બિન્તે કૈસ રદી.)*

આ હદીસ શરીફથી એટલું માલૂમ થઈ ગયું કે, દજ્જાલ કોઈ અન્ય ગ્રહમાં નથી અને કોઈ ગૈબી દુનિયામાં પણ નથી, કોઈ ગુપ્ત જગતમાં પણ નથી. તે આ જ ધરતી પર કોઈ ટાપુ પર કેદી છે.

દક્ષિણ એશિયાના પ્રખ્યાત આલિમે દીન અને દજ્જાલિયાતથી વિશેષ રસ ધરાવનાર અને આના પર વિગતવાર પુસ્તકના લેખક હઝ. મૌલાના સૈયદ મનાઝિર અહસન ગીલાની પોતાના પુસ્તક **"દજ્જાલી ફિત્નાકે નુમાયાં ખદોખાલ"**ની પ્રસ્તાવનામાં લખે છે :

"પશ્ચિમની આધુનિક સંસ્કૃતિ દેખીતી રીતે એવું માલૂમ થાય છે કે, 'અલ મસીહ અદજ્જાલ'ના નીકળવાની જમીન તૈયાર કરી રહી છે. કેમકે પોતાની શાસકીય શક્તિઓથી એ જ કાર્ય યુરોપની નવી નસલથી પણ લેવામાં આવી રહ્યું છે, જેમાં 'અલ મસીહ અદજ્જાલ' પોતાની શાસકીય શક્તિઓનો ઉપયોગ કરશે. ખુદાથી વિમુખ કરવા અથવા ખુદાના ઈન્કારને લોકપ્રિય બનાવવાની રાહ યુરોપ સાફ કરી રહ્યું છે અથવા સાફ કરી ચૂક્યું છે. પરંતુ ખુદાને બદલે સ્વયં પોતાની ખુદાઈની ઘોષણાની હિંમત હજી તેમાં પેદા થઈ નથી. અલ મસીહ અદજ્જાલ આ જ કિસ્સાને પરિપૂર્ણ કરી દેશે. કંઈ પણ હોય, ખરી અને સ્પષ્ટ સંતુલિત વાત જેમાં નુબૂવ્વતના શબ્દોમાં વ્યર્થ ખેંચી-

તાણીને અને સમજમાં ન આવે તેવી સમજૂતિની આવશ્યક્તા હોતી નથી. તે આ જ છે કે, અલ મસીહ અદ્દજ્જાલના નીકળવાનો દાવો તો સમય કરતાં જલ્દી છે, પરંતુ દજ્જાલ જે ફિત્નામાં દુનિયાને સંડોવશે, એ ફિત્નાના ઝુહૂરની શરૂઆત કોઈને કોઈ રંગમાં માની લેવી જોઈએ કે થઈ ચૂકી છે. બીજા શબ્દોમાં ઈચ્છો તો કહી શકીએ છીએ કે, દજ્જાલ આવ્યો હોય, ન આવ્યો હોય, પરંતુ 'દજ્જાલિયત'ની આગ ભડકી ચૂકી છે. છેવટે હદીસોમાં એ પણ આવ્યું છે કે, અલ મસીહ અદ્દજ્જાલથી પહેલાં ''દજાજિલ''નું ઝૂહૂર થશે. કેટલીક રિવાયતોમાં એમની સંખ્યા ૩૦ અને કેટલીકમાં સિત્તેર, છોંત્તેર સુધી દર્શાવવામાં આવી છે. દજ્જાલથી પહેલાં આ દજાજિલ પ્રત્યે 'દજ્જાલિયત'ને સમર્પણ કારણ વગર કરવામાં આવ્યું નથી. દેખીતી રીતે એ જ માલૂમ પડે છે કે, અલ મસીહ અદ્દજ્જાલ જે ફિત્નાને પેદા કરશે, કંઈક એ જ પ્રકારના ફિત્નાઓમાં એથી પહેલાં થનાર દજાજિલ દુનિયાને સંડોવશે.'' *(પેજ નં. ૨૪-૨૫)*

## અલ્લાહની કુદરતનો નમુનો

લાકડી કડવી, પાન કડવા, છાલ કડવી અને નાની-નાની ડાળીઓ ઉપર દાડમને લટકાવ્યા. ઉપરનું બધું જ કડવું, પરંતુ જ્યારે અંદરથી કાપ્યું તો અજીબ ખુબસૂરત વ્યવસ્થિત જોડવાયેલા દાણાં, જે આપણાથી જોડવાય પણ ન શકે. એને સફેદી અને લાલાશ આપનાર કોણ છે ? એક જ પાણીથી દાડમની લાલાશ, જમરૂખની સફેદી, સકરટેટીની પીળાશ અને વિવિધ ફળોને વિવિધ રંગો આપ્યા. એક પાણીથી ઈન્સાનને પણ બનાવ્યો. સ્ત્રી બનાવી, પુરૂષ બનાવ્યા. કોઈને ફક્ત પુત્રો આપ્યા, કોઈને ફક્ત પુત્રી, કોઈને બંનેવથી નવાઝયા, તો કોઈને બન્નેવ (છોકરા-છોકરી)થી વંચિત રાખ્યા.



# યહુદીઓનો દજ્જાલ સાથેનો સબંધ અને અંજામ

દજ્જાલની સાથે આટલી મોટી સંખ્યામાં યહુદીઓ કેમ હશે ? આ પ્રશ્નનો ઉત્તર મેળવવા માટે આપણે ઈતિહાસ ઉપર એક નજર નાંખવી પડશે. વાસ્તવિક્તા એ છે કે, યહુદી એક મોભાની મહત્વકાંક્ષા ધરાવતી (જાહ પસંદ) કૌમ છે. તેઓ આખા વિશ્વ ઉપર શાસન કરવાનો અધિકાર ફક્ત પોતાના માટે જ ઈચ્છે છે. જ્યાં સુધી તેઓની પાસે શાસન રહ્યું, તેઓ આખા વિશ્વ ઉપર શાસન કરવાની પોતાની ઈચ્છાઓ જાહેર કરતા રહ્યા. પરંતુ હઝરત સુલયમાન (અલૈ.)ના અવસાન પછી તેમના પતનની શરૂઆત થઈ અને બાબુલ અને અસિરીયાના શાસકોએ તેમની બધી શક્તિઓને વેરવિખેર કરી નાંખી, તો તેમના ભવિષ્ય ઉપર પ્રશ્નાર્થચિન્હ લાગી ગયું અને તેઓ પોતાનું શાસન સ્થાપવા વિશે શંકા-કુશંકાઓના શિકા બની ગયા.

એક ધાર્મિક કૌમ હોવાના કારણે પ્રતિષ્ઠાની ઈચ્છા એ સારો ગુણ ન હતો. આ અપમાનની ભરપાઈ કરવા અને ફરીથી દુનિયામાં ઈઝ્ઝત પ્રાપ્ત થાય તે માટે હઝ. સુલયમાન (અલયહિસ્સલામ) પછીના નબીઓએ તેઓને એક મસીહના આગમનની ખબર આપી કે જેઓ આવી યહુદીઓને રૂસ્વાઈના જીવનમાંથી કાઢી ફરી ઈઝઝત અપાવશે. આ ખબરે યહુદીઓની આશાઓ ફરી બંધાવી. અને તેઓ વ્યાકુળતાથી આ મસીહના આગમનની રાહ જોવા લાગ્યા કે, તે મસીહ જલ્દીથી તેઓને રૂસ્વાઈભર્યા જીવનથી મુક્તિ અપાવે અને તેઓ ફરી ફલસ્તીનમાં જઈ પોતાનું શાસન પુનઃ સ્થાપિત કરે. હઝરત ઈસા (અલૈ.) આગલા નબીઓની ભવિષ્યવાણીઓના સાચા યથાર્થ અને ચરિતાર્થ હતા. જો યહુદીઓએ તેમની વાત માની લીધી હોત, તો તેમના રૂસ્વાઈભર્યા જીવનનો અંત આવી ગયો હોત, પરંતુ યહુદીઓએ તેમની મસીહિય્યત અને નબી હોવાનો સ્વીકાર કર્યો નહીં અને પક્ષપાતમાં આંધળા થઈ હઝરત ઈસા (અલયહિસ્સલામ)નું ખૂન ચુસવાના પ્રયાસો કરવા લાગ્યા.

તે સમયથી આજ સુધી યહુદીઓ એવા મસીહની રાહ જોઈ રહ્યા છે, જે શક્તિશાળી અને યુદ્ધની શક્તિમાં નિપુણ હોય અને નાઈલ નદીથી લઈ ફુરાતની નદી સુધીના બધા રાષ્ટ્ર ઉપર વિજય મેળવી યહુદીઓના શાસનની પ્રસ્થાપના કરી દે. યહુદીઓ સદીઓથી આ આશા લઈ જીવી રહ્યા છે અને આવા જ કાલ્પનિક યુગના સપનાઓથી તેમના પુસ્તકો ભરેલા છે. હવે કયામત પૂર્વે જેવો જ દજ્જાલ દુનિયામાં જાહેર થઈ પોતાના જાદુથી લોકોને પ્રભાવિત કરશે, યહુદીઓ તરત જ તેની પાછળ થઈ જશે. અને તેના મસીહ હોવામાં તેમને કોઈ શંકા નહીં રહે. સિરિયાનો પણ તે જ રાષ્ટ્રોમાં સમાવેશ થાય છે, જેને યહુદીઓ પોતાના બાપની સંપત્તિ સમજે છે. માટે તેઓ આખી દુનિયામાં ધમાલ મચાવી સિરિયા ઉપર વિજય પ્રાપ્ત કરવા દજ્જાલ સાથે દમિશ્ક તરફ પ્રયાણ કરશે અને રાતોરાત ઉમવી જામા મસ્જિદની સામે આવી રોકાણ કરશે. તેઓનો ઈરાદો સવાર પડતાંની સાથે જ મુસલમાનો વિરૂદ્ધ કરવાનો હશે. બીજી તરફ મુસલમાનોની મદદ માટે સાચા મસીહ હઝરત ઈસા (અલૈ.) આવી પહોંચ્યા હશે. હવે સત્ય અને અસત્ય વચ્ચેની લડાઈ માટે ફક્ત મસ્જિદના દરવાજાની આડ હશે. ઈમામ મહદી અને હઝરત ઈસા (અલૈ.) છેવટે આ આડને પણ હટાવી દેશે. અર્થાત્ દરવાજો ખોલાવશે. દરવાજો ખુલતાંની સાથે જ બંને લશ્કરો વચ્ચે ખુંખાર લડાઈ થશે. તલવારો એકબીજાની સાથે ટકરાવવાથી ચિંગારીઓનો વરસાદ થશે. બરછાઓ ખૂનથી લાલ થઈ જશે. ઈજા પામેલા લોકો તડપશે. લાશોનો ઢગ ખડકાઈ જશે. મેદાનમાં ખૂબ જ ઘોંઘાટ હશે. એક તરફ ઈમામ મહદી અને હઝરત ઈસા (અલૈ.)ના હાથમાં નેતૃત્વતા હશે, જ્યારે બીજી તરફ દજ્જાલ યહુદીઓનો કમાન્ડર હશે. યુદ્ધ સમયે દજ્જાલ જેવો જ હઝરત ઈસા (અલૈ.)ને જોઈ લેશે, તો તે ભયભીત થઈ જશે અને તેના આખા શરીર ઉપર ધ્રુજારી છવાઈ જશે. અને તે પોતાના આખા લશ્કરને લઈ મેદાનમાંથી ફરાર થઈ જશે. દમિશ્કથી નીકળીને તે ઈઝરાઈલ તરફ પ્રયાણ કરશે અને દરૂઝ પર્વતને ડાબી બાજુ છોડી હવારીમ નામી જગ્યાએ જઈ પહોંચશે. અને તેનું આગલુ ઠેકાણું અફીક

હશે. આ શહેર સિરિયાની સરહદે આવેલું છે. અહીંયા સિરિયા, ઈઝરાઈલ અને ઉર્દુનની સરહદો એક ત્રિકોણ બનાવે છે. આ શહેરની પશ્ચિમ તરફ થોડાક માઈલના અંતરે જ તબરિય્યાનું સરોવર છે. જેના દક્ષિણ-પશ્ચિમમાં પર્વતોની વચ્ચે એક લાંબો રસ્તો નિચાણવાળા વિસ્તારમાં છે. દજ્જાલ અફીકના રસ્તા મારફતે ઉર્દુનના કિનારેથી થઈ સીધો ઈઝરાઈલ પહોંચશે. તે બરાબર આગળ ધપતો રહેશે. આગળ લાંબા અંતરે લુદ નામક શહેર છે, જે રાજધાની તલઅબીબથી થોડાક માઈલના અંતરે આવેલું એક શહેર છે. ઈઝરાઈલની સરકારે અત્યારે ત્યાં ખૂબ જ મોટું ફોજી એરપોર્ટ બનાવ્યું છે. આ રીતે દમિશ્કથી લુદ સુધી ઘણા કિ.મી.નું અંતર છે. પાછળ હઝરત ઈસા (અલૈ.)ના નેતૃત્વવાળુ લશ્કર તેનો પીછો કરતું હશે. તે ભયભિત થઈ જેવો લુદ નામક શહેરમાં પ્રવેશવા માંગશે, હઝરત ઈસા (અલૈ.) આ શબ્દો કહેતા તેની નજીક પહોંચી જશે કે, ''તું મારા હુમલાથી બચીને ક્યાં જશે ? હું તને કતલ કરીને જ જંપીશ.'' દજ્જાલની હાલત દમિશ્કથી જ એવી થઈ રહી હશે કે જો તેને અડકવામાં પણ ન આવે તો પણ તેનું આખુ શરીર ઓગળી જાય અને તે મૃત્યુ પામે. પરંતુ તે હઝરત ઈસા (અલૈ.)ના હાથે કતલ થશે એવું તકદીરમાં લખાયેલું છે, એટલે હઝરત ઈસા (અલૈ.) પોતાનો ભાલો લઈ આગળ વધશે અને ભાલો તેના શરીરમાં ઉતારી દેશે. આ હુમલો ઘણો જ સખ્ત હશે, જેના લીધે દજ્જાલ ઉંહકારો ભરી મૃત્યુ પામશે. હઝરત ઈસા (અલયહિસ્સલામ) તેને કતલ કરી પોતાનો ભાલો જે દજ્જાલના લોહીથી રંગીન થઈ ગયો હશે, ઉંચો કરશે કે બધાને વિશ્વાસ થઈ જાય કે દજ્જાલનું મૃત્યુ થઈ ગયું છે.

### ઈઝરાઈલ પર વિજય :

દજ્જાલના મૃત્યુની ખબર યહુદીઓ માટે આઘાતજનક પુરવાર થશે. દજ્જાલથી તો તેઓએ પોતાની આશાઓ બાંધી હતી. અને સદીઓથી તેઓ સપના જોઈ રહ્યા હતા કે, મસીહ આવશે અને નાઈલ નદીથી લઈ ફુરાતની નદી સુધીના બધા રાષ્ટ્રો ઉપર વિજય પ્રાપ્ત કરી યહુદીઓના શાસનની પુનઃ સ્થાપના કરશે. પરંતુ આજે હઝરત મુહમ્મદ (સલ.)ની ઉમ્મતના લડવૈયા-

ઓએ તેને તેના ઘરમાં ઘૂસી કતલ કરી નાંખ્યો હશે. આજે યહુદીઓના આધારસ્તંભ સમાન દજ્જાલ લોહીમાં લદબદ થઈ પડ્યો હશે. આ આઘાતજનક દૃશ્ય જોઈ યહુદીઓ ભયભિત થઈ જેને જ્યાં રસ્તો મળશે ત્યાં ફરાર થવાના પ્રયાસો કરશે. પરંતુ ફરાર થવાના બધા જ રસ્તાઓ તેમના માટે બંધ થઈ જશે. કેમકે ઈસ્લામી લડવૈયાઓ આખા શહેરમાં ફેલાઈ જશે અને યહુદીઓનો કત્લેઆમ શરૂ થઈ જશે. તે સમયે હઝરત ઈસા (અલૈ.)ના શ્વાસમાં એ વિશેષતા જન્માવી દેવામાં આવશે કે તેમનો શ્વાસ નાકમાંથી નીકળી જે કાફિર સુધી પહોંચશે, તે ત્યાં જ મરી જશે. અને આ શ્વાસ હઝરત ઈસા (અલયહિસ્સલામ)ની જ્યાં સુધી નજર પહોંચશે ત્યાં સુધી કામ કરશે. જો કોઈ યહુદી ઘરમાં સંતાઈ જશે, તો ઘરની દિવાલો બોલશે અને મુસલમાનોને ખબર કરશે કે, મુસલમાનો ! આવો, આ ઘરમાં યહુદી સંતાઈ રહ્યો છે. મુસલમાન તે ઘરમાં પહોંચી યહુદીને કતલ કરી દેશે. એવી જ રીતે જે યહુદી પથ્થરની પાછળ સંતાયેલો હશે તો તે પથ્થર ખબર કરશે. એવી જ રીતે જો કોઈ યહુદી વૃક્ષની પાછળ સંતાઈ રહ્યો હશે તો વૃક્ષ પણ બોલશે અને મુસલમાનને પોતાની પાસે બોલાવશે. મુસલમાન ત્યાં પહોંચી યહુદીને કતલ કરી દેશે. પરંતુ ફક્ત ‘ગરકદ’ નામનું વૃક્ષ ખબર નહીં કરે, કારણ કે હદીષમાં તેનું યહુદીઓના વૃક્ષ તરીકે વર્ણન કરવામાં આવ્યું છે. આશ્ચર્યજનક બાબત એ છે કે, વર્તમાનયુગમાં ઈઝરાઈલી સરકારે લુદ શહેરમાં ‘ગરકદ’ નામક વૃક્ષની રોપણી ઉપર પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું છે. અત્યારે ગરકદના વૃક્ષો મોટા પ્રમાણમાં ત્યાં જોવા મળે છે.

આ રીતે યહુદીઓને ખત્મ કરી દેવામાં આવશે. દરેક ગલી અને દરેક ઘર લાશોથી ભરાઈ જશે. કાલ સુધી જેઓ ઈસ્લામને પડકારતા હતા, તેઓ આજે બે ટુકડાના કફન માટે તરસી રહ્યા હશે. આ દિવસ યહુદીઓનો અંતિમ દિવસ હશે.

અહિંયા આવી એક પ્રશ્ન ઉદ્‌ભવે છે કે, લુદની લડાઈમાં નિઃશંક ઘણા બધા યહુદીઓને કત્લ કરી દેવામાં આવશે. પરંતુ યહુદીઓનો સંપૂર્ણ ખાત્મો

તો નહીં થાય, કેમકે બધા યહુદીઓ લુદ નામક શહેરમાં તો નહીં હોય બલ્કે દુનિયાના અલગ-અલગ દેશોમાં વસેલા હશે. તો ફક્ત લુદની લડાઈથી તેમનો ખાત્મો કેવી રીતે શક્ય બનશે ? આ પ્રશ્ન જો આજથી ૫૦ વર્ષ પૂર્વે કરવામાં આવ્યો હોત તો તેનો ઉત્તર આપવો મુશ્કેલ હતો. પરંતુ વર્તમાન પરિસ્થિતિમાં આ પ્રશ્નનો ઉત્તર ખૂબ જ સરળ છે કે, ફલસ્તીનમાંથી અરબોનો દેશનિકાલ કરવામાં આવી રહ્યો છે અને અત્યારે ત્યાં એક શક્તિશાળી યહુદી સરકાર છે, જે ફલસ્તીનમાં આવનાર દરેક યહુદી માટે જાજમ બિછાવી રહી છે. અને આવનાર યહુદીનું ઉષ્માભેર સ્વાગત કરી તેના રહેવાની બધી જ વ્યવસ્થા કરી દે છે. યહુદી સરકારના આ આવકારના કારણે યુરોપ અને એશિયાના ઘણા યહુદીઓ સ્થળાંતર કરી ઈઝરાઈલમાં વસી રહ્યા છે. સ્થળાંતર કરવાનું કાર્ય ૧૯૪૮ થી શરૂ કરવામાં આવ્યું અને આજ સુધી ચાલુ છે અને ભવિષ્યમાં પણ ચાલુ રહેશે. અહીં સુધી કે ઈમામ મહદીના જાહેર થવા પૂર્વે સમગ્ર દુનિયાના યહુદીઓ સ્થળાંતર કરી ઈઝરાઈલ પહોંચી જશે. અને જો કોઈ બાકી રહ્યા હશે તો દજ્જાલ આખી દુનિયાના પોતાના ચક્કરમાં રહી ગયેલા યહુદીઓને પોતાની સાથે લઈ આવશે. જે સમયે લુદ નામક શહેરમાં લડાઈ થશે તે સમયે ૧૦૦% યહુદીઓ ઈઝરાઈલમાં હશે. અને તેઓનું કોઈ દૂધ પીતુ બાળક પણ આ યહુદીમાળાથી અલગ નહીં હોય.

બધા યહુદીઓને એકસાથે ઈઝરાઈલમાં ભેગા કરી દેવા આ કુદરતનો એક પૂર્વયોજિત પ્લાન હશે. જાહેરમાં એવું લાગે છે કે, ઈમામ મહદી પાસે સમય થોડો હશે અને આ થોડા સમયમાં તેઓને ઈસાઈયત અને યહુદિયતનો નાશ કરવાનો હશે. ઈસાઈયતનો નાશ કરવા પછી યહુદીઓનો નાશ કરવા માટે સૌથી સારી રીત એ હશે કે, યહુદીઓ બધા જ એક જગ્યાએ એકત્રિત હોય તો ઈમામ મહદી, હઝરત ઈસા અલયહિસ્સલામ સાથે મળી તેઓને એકસાથે ખત્મ કરી દે. એટલા માટે કુદરત વિશ્વભરના યહુદીઓને ઈમામ મહદીના આગમન પૂર્વે જ ઈઝરાઈલમાં ભેગા કરી દેશે. આજે યહુદીઓને ખૂશી થાય છે કે, તેઓ ઈઝરાઈલમાં વસી રહ્યા છે, પરંતુ આ મૂર્ખ લોકોને

ખ્યાલ નથી કે તેઓ પોતાના કતલખાનામાં ભેગા થઈ રહ્યા છે.

દજ્જાલના કતલ, યહુદીઓનો નાશ કરવામાં અને ઈઝરાઈલ પર વિજય પ્રાપ્ત કરવામાં કેટલાય મહિનાઓ લાગી જશે. જેમકે સુનને અબૂ દાઉદમાં છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : ‘‘મલ્હમા (મોટી લડાઈ) અને કુસ્તુનતુનિયા પર વિજય મેળવવામાં છ વર્ષો લાગશે અને સાતમા વર્ષે દજ્જાલ નિકળશે.’’ *(અબૂ દાઉદ : ભાગ-૪, પેજ-૧૧૦, હદીષ નં.૪૨૯૬)*

ઈમામ મહદી દમિશ્કમાં સૌથી પહેલાં ઈસાઈઓ વિરૂદ્ધ જે યુદ્ધ લડશે, હદીષમાં તેને મલ્હમા (મોટી લડાઈ) કહેવામાં આવ્યું છે. તેના પછી લેબેનોન અને યુરોપ ઉપર આક્રમણ કરશે. જેમાં છ વર્ષ લાગશે. પછી કુસ્તુનતુનિયા (ઈસ્તંબુલ) પર વિજય થતાં જ સાતમા વર્ષની શરૂઆતમાં દજ્જાલ નિકળી આવશે. અને એક વર્ષ તેનો અને યહુદીઓનો નાશ કરવામાં લાગશે.

**નોટ** : એક હદીષમાં છ અને સાત વર્ષની જગ્યાએ છ અને સાત મહિનાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પરંતુ ઈમામ અબૂ દાઉદના મત મુજબ સાત વર્ષવાળી રિવાયત સહીહ છે. અલ્લાહપાક વધુ જાણનાર છે.

આ રીતે યહુદીઓનો નાશ કરી દેવામાં આવશે અને ઈઝરાઈલ ઉપર વિજય પ્રાપ્ત કરી લેવામાં આવશે અને બયતુલ મુકદસ મુસલમાનોના હાથમાં આવી જશે. બયતુલ મુકદસ પ્રથમ વખતે હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુના સમયમાં વિજયી થયું હતું, તે સમયે હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ પોતે મસ્જિદે અકસા ગયા હતા. બીજી વખતે છઠ્ઠી સદી હિજરીમાં સુલ્તાન સલાહુદ્દીન ઐયૂબીએ ફતેહ કર્યું હતું અને ત્રીજી વખતે હઝરત ઈસા અલયહિસ્સલામ અને ઈમામ મહદીના હાથે વિજયી થશે. દિલ કહે છે કે, હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ અને સુલ્તાન સલાહુદ્દીન ઐયૂબીની જેમ હઝરત ઈસા અલયહિસ્સલામ અને ઈમામ મહદી મસ્જિદે અકસામાં પહોંચી તે ખુદાનો આભાર (શુક્રિયા) અદા કરશે, જે એ યહુદીઓને રૂસ્વા કરી ફરી એક વખત મુસલમાનોની હાથમાં બયતુલ મુકદસ અર્પણ કરી દીધું.

## સૂરએ કહફની તફસીરમાં હઝરત મૌલાના મનાઝિર અહસન ગીલાની અને મૌલાના અબુલહસન નદવી (રહ.)ની

# અમૂક જરૂરી ચોખવટો-તફસીરી ઈશારાઓ

(૧) હદીષોમાં આવી કોઈ સ્પષ્ટતા નથી કે, દજ્જાલ ક્યા માધ્યમોથી કામ લેશે. અને ન આ બયાન કરવામાં આવ્યું છે કે, કુદરતી કાનૂન (નેચર)નું જ્ઞાન પ્રાપ્ત કરી તેમને પોતાના કાબુમાં લાવશે. આ ફક્ત દજ્જાલી કરિશ્મા સુધી મર્યાદિત નથી, કિયામતથી પહેલા જેટલા બનાવોનું હદીષ શરીફમાં વર્ણન છે, તે બધા જ બનાવો-કિસ્સાઓ બાબતે મુનાસિબ એ જ છે કે, પોતાના તરફથી તેના કારણો-સબબો વિશે કોઈ ફેંસલો કરવામાં ન આવે.

આ સહીહ છે કે, ભૌતિક વિજ્ઞાનમાં પાછલા ત્રણસો વર્ષોથી યુરોપ અને અમેરિકા લગાતાર કોશિશો કરી રહ્યા છે. અને પોતાને ટેકનોલોજીને દજ્જાલી હેતુઓની જેમ ગલત રીતે ઝુલ્મ-અત્યાચાર કરી વાપરી રહ્યા છે. નાસ્તિકતા, અલ્લાહપાકનો ઈન્કાર, શયતાની ચાલબાઝીઓ અને મક્કારી તથા ફરેબથી લોકોને ઉલ્લુ બનાવવા યુરોપી સંસ્કૃતિનો એક હિસ્સો બની ગયો છે. અલ્લાહપાક તરફથી નબીઓ મારફતે જે શિક્ષણ અને તઅલીમ આપવામાં આવી છે, તેનાથી સંપૂર્ણ બગાવત કરવી એ જ તેમનો મુખ્ય ધ્યેય રહી ગયો છે. અકીદાઓ, ઈબાદતો, સામાજિક, આર્થિક, રાજકીય, સંસ્કારિક વગેરે બધી જ બાબતોમાં નબીઓની તઅલીમથી વિપરીત અને વિરોધી વિચારધારાઓ ફેલાવવી જ તેમનો મુખ્ય હેતુ છે. હદીષ શરીફ પ્રમાણે દજ્જાલી ફિત્નો સ્ત્રીઓને પોતાની લપેટમાં જલ્દીથી લઈ લેશે. જેને આજે આપણે આંખોથી જોઈ રહ્યા છે.

(૨) કુરૂઆન શરીફનો સામાન્ય નિયમ છે કે, મોટા મોટા ઐતિહાસિક કિસ્સાઓમાંથી ફક્ત તેટલા જ હિસ્સાને પસંદ કરશે, જે ખાસ મકસદ અને હેતુમાં મદદરૂપ થતો હોય. એટલા માટે કે ફક્ત ઈતિહાસની જાણકારી પ્રાપ્ત કરવી જેમકે આજકાલ ઈતિહાસકારો તરફથી બનાવો લખવામાં આવે છે, તે

કુર્‌આન શરીફનો હેતુ નથી. જેમકે હઝરત યૂસુફ (અલૈ.)ને કિસ્સાના અંતમાં અલ્લાહપાકે ફરમાવ્યું કે, આ કિસ્સાઓમાં અકલમંદો માટે ઈબ્રત અને બોધપાઠ છે. અસ્હાબે કહફના કિસ્સામાં પણ બુન્યાદી ભાગનું જ વર્ણન કરવામાં આવ્યું છે.

(૩) દજ્જાલી ફિત્નાની બુન્યાદ 'ઉત્ક્રાંતિવાદ'ના ડાર્વિન દષ્ટિકોણ આધારિત છે. એટલે એક એટલો નાનો પદાર્થ જે આંખોથી દેખાય નથી દેતો, તેનાથી સમગ્ર સૃષ્ટિ ધીમે ધીમે પ્રગતિ કરી અસ્તિત્વમાં આવી. જેનો ખાસ હેતુ એ જ છે કે, નઉઝુબિલ્લાહ સમગ્ર સૃષ્ટિનો કોઈ પેદા કરનાર નથી, બલ્કે નેચર અને પ્રકૃતિમાં ઉત્ક્રાંતિવાદના દષ્ટિકોણ પ્રમાણે દરેક વસ્તુએ પ્રગતિ કરી અને છેવટે વાંદરા પછી એક વચલી કડી જન્મી અને તેનાથી પ્રગતિ કરી છેવટે માનવીનું વર્તમાન અસ્તિત્વ-વુજૂદમાં આવ્યું. આ નાસ્તિકતાનો બુન્યાદી પોઈન્ટ છે. માટે આગળ બુકમાં એના વિશે વિગતવાર વર્ણન થશે.

(૪) સૂરએ કહફના પ્રારંભમાં અલ્હમ્દુલિલ્લાહના બરકતવંત શબ્દથી ઉત્ક્રાંતિવાદનો રદ કરવામાં આવ્યો કે, અલ્લાહપાકે પોતાની અપાર કુદરત, શક્તિ અને દિર્ઘદષ્ટિ, હિકમતથી સમગ્ર સૃષ્ટિને પેદા કરી અને પેદા કરી છોડી નથી દીધી, બલ્કે દરેક ઉપર સંપૂર્ણ શક્તિ સાથે લગાતાર પોતાની નિગરાની અને તેની તરબિયત તથા બધી જ જરૂરતો પૂર્ણ કરી રહ્યા છે. એક સેકન્ડના હજારમાં ભાગ જેટલો પણ તે પોતાની સૃષ્ટિથી નાવાકેફ નથી. અલ્હમ્દુલિલ્લાહથી આ સમજાવ્યું.

**અલ્લાહપાકની હમ્દ (વખાણ) શા માટે ?**

માણસ જ્યારે પોતાના શરીર તથા આજુબાજુ અને ઉપર-નીચે નજર કરી ધ્યાનથી વિચારે છે, તો તેને એહસાસ થાય છે કે, મારો તથા આ સૃષ્ટિ (જમીન-આકાશ)નો માલિક એક સર્વશક્તિમાન હોવા સાથે અત્યંત કૃપાળુ અને દયાળુ છે. તેના અસંખ્ય એહસાનો અને ઉપકારોના બોજ નીચે તે દબાયેલો છે, બલ્કે તેના વગર પોતાનું તથા સૃષ્ટિનું અસ્તિત્વ બેકાર છે.

જ્યારે તે ચાલે છે, તો તેને એહસાસ થાય છે કે, હાથ-પગ વગર તે કાંઈ જ કરી શકતો નથી. આંખ-કાન વગર કોઈ વસ્તુ જોઈ-સાંભળી નથી શકતો. મગજ વડે તે પોતાને નફો-નુકસાન કરનાર વસ્તુનો એહસાસ કરી શકે છે. રાત્રે થાકીને ચૂર થઈ બિસ્તરા ઉપર જઈ સૂઈ જાય છે અને સવારે તાજાદમ થઈ ઉઠે છે. આ મીઠી નિંદરડી વગર તે માનસિક રીતે પરેશાન રહે છે. આ ઉંઘ અલ્લાહપાકની મહાન નેઅમત છે. તે જ્યારે પૃથ્વી ઉપર ચાલે છે, તો વૈજ્ઞાનિકોના કથનુસાર હજારો ભૌતિક-પ્રાકૃતિક કારણો ભેગા થયા પછી જ પૃથ્વી તેના ચાલવા માટે લાયક બને છે.

**'અલ્હમ્દુલિલ્લાહ'** અર્થાત્ દરેક જાતના વખાણ, પ્રસંશા, ગુણગાન અલ્લાહપાક માટે જ છે. વાસ્તવમાં આ શબ્દ (હમ્દ) એટલો અર્થસભર છે કે, તેનો ભાવાનુવાદ અન્ય કોઈ પણ ભાષામાં શક્ય નથી. ખુદાપાકની તારીફ કરવી એ ખુદા તઆલા સુધી પહોંચવા માટેનું સરળ સાધન છે. આ સાધન વડે જ એક વફાદાર-ફરમાંબરદાર બંદો પોતાની ઈબાદતની શરૂઆત કરી શકે છે. નમાઝની શરૂઆત પણ તેનાથી જ થાય છે. નમાઝ પઢનાર જાણે એવું એઅલાન અને ઈકરાર કરી રહ્યો છે કે, તે જે ખુદાપાકની ઈબાદત કરી રહ્યો છે, જેના વખાણ કરી રહ્યો છે, તે કોઈ વંશ કે કૌમ, કોઈ કુટુંબ કે જ્ઞાતિ, કોઈ દેશ કે પ્રદેશનો ખુદા નથી, બલ્કે સમગ્ર વિશ્વનો પાલનહાર છે.

આ ક્રાંતિકારી અકીદો અને ભાવના તે બધી માનવસર્જિત વહેંચણીઓ વિરૂદ્ધ એલાને જંગ છે. જેણે સમગ્ર માનવજાત ઉપર મહા અત્યાચાર કર્યો છે. આમ, મુસલમાન બે વસ્તુઓની ઘોષણા કરે છે. અને આ બેની એકતા ઉપર જ માનવસમાજની શાંતિનો આધાર છે. અને આ બન્નેના પાયા પર જ ઈસ્લામ માનવજાતના નિર્માણનું કાર્ય કરે છે. (૧) એક, સર્જક (અલ્લાહ તબારક વ તઆલા)નું એક હોવું અને (૨) માનવવંશનું એક જ બાપથી અસ્તિત્વ હોવું.

મતલબ કે સમગ્ર માનવજાતના પિતા એક જ (આદમ) છે. અને સમગ્ર માનવજાતના પરમ પૂજ્ય પણ ફક્ત એક જ (અલ્લાહપાક) છે. આને કારણે

પ્રત્યેક માનવી બીજા માનવી સાથે બેવડું સગપણ ધરાવે છે. એક આધ્યાત્મિક (રૂહાની) કે બધાનો પાલનહાર એક જ અલ્લાહ તઆલા છે. અને બીજું શારીરિક કે બધા માનવીઓ એક જ પિતાના સંતાનો છે.

કુર્આન મજીદ તથા પાછલા તમામ આકાશી ગ્રંથોએ સંદેશવાહકો, સત્યનિષ્ઠો, જાનની આહુતી આપનારાઓ તથા ખુદાપાકના નેક બંદાઓના અનુસરણનું આહ્‌વાન કર્યું છે. તેમનાથી મુહબ્બત, સબંધ તથા પ્રેમ રાખવાની પ્રેરણા આપી છે. તેમના વર્ગમાં શામેલ થવાનું નિમંત્રણ પાઠવ્યું છે. કુર્આન શરીફમાં છે : ''આ તે લોકો છે, જેઓને અલ્લાહપાકે હિદાયત આપી છે, તો તમે પણ તેમના માર્ગે ચાલો.'' *(સૂરએ અન્આમ : ૯૦)* સાથોસાથ કુર્આન શરીફ એવા લોકોથી સબંધ વિચ્છેદ (તોડી નાંખવા)ની માંગણી કરે છે, જે સીધા માર્ગથી દૂર થઈ નગુણાપણા (એહસાન ભૂલવા)ના માર્ગે ચાલવા માંડ્યા છે. જેઓ બધી જ હદો પાર કરી ગયા અને ખુદાપાકના ગુસ્સાનો ભોગ બન્યા અથવા ધર્મમાં મનસ્વીપણે ફેરફાર, વધારો-ઘટાડો કરી ગુમરાહ થઈ ગયા. કુર્આન શરીફમાં છે : **''ઈહ્‌દિનસ સિરાતલ મુસ્તકીમ''** જેનો તર્જુમો થાય છે : (હે અમારા પાલનહાર !) આપ અમને સીધા માર્ગે ચલાવશો. એવા લોકોના રસ્તે, જેમના પર આપે મહેર (ઈન્આમો) વરસાવી. **એવા લોકોના રસ્તે નહીં, જેમના પર આપનો ગુસ્સો-ગઝબ-ક્રોધ ઉતર્યો. એવા લોકોના રસ્તે પણ નહીં, જેઓ માર્ગ ભૂલેલા હતા.**

અહીં કુર્આન શરીફનો એક ખુલ્લો ચમત્કાર જોવા મળે છે. ઉપર દર્શાવેલા વાક્યો જેને ઘાટ અક્ષરોમાં લખવામાં આવ્યા છે, તેમાં ખ્રિસ્તીઓને 'ગુમરાહ' કહેવામાં આવ્યા છે. આ એક એવી હકીકત છે, જેના પર ઈતિહાસકારોને આશ્ચર્ય થાય છે કે, એક ઉમ્મી પયગમ્બર અલયહિસ્સલામ વડે કરવામાં આવેલી મોટી હકીકત છે. આ એક એવી હકીકત છે, જેને તમામ ઐતિહાસિક સ્રોતો પુષ્ટિ (કબૂલ) આપે છે.

આશ્ચર્યની વાત છે કે, જે પવિત્ર હસ્તી (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આ અંગેનો ઈતિહાસ વાંચ્યો નથી, તેમની પાસે આ વિશે માહિતી

મેળવવાના કોઈ સાધનો ન હતા, તે ખ્રિસ્તી દેશમાં ગણ્યાગાંઠ્યા દિવસો માટે ગયા હતા, અને થોડીક ક્ષણ માટે જ કોઈ ખ્રિસ્તીથી આપની મુલાકાત સાબિત થાય છે તેમના મુખેથી યહૂદીઓ માટે મગઝૂબિ અલયહિમ (અર્થાત્ જેમની ઉપર ખુદાપાક તરફથી ગુસ્સો કરવામાં આવ્યો)ના શબ્દો અને ખ્રિસ્તીઓ માટે **'ઝાલ્લીન'** (માર્ગ ભૂલેલા લોકો)ના શબ્દો ઉચ્ચારાયા છે. વાસ્તવમાં આ શબ્દો અલ્લાહપાકે આપની જીભે ઉચ્ચારાવ્યા હતા.

માત્ર આ બે શબ્દો જ કુર્આનના આકાશી ગ્રંથ હોવા માટે પૂરતા છે. ખ્રિસ્તીઓ તથા યહૂદીઓ માટે જે પરસ્પર ભિન્ન શબ્દો પ્રયોજવામાં આવ્યા છે, તેનું ઉપરોક્ત બન્ને કૌમોનો ઈતિહાસ અનુમોદન આપે છે.

યહૂદીઓનો ઈતિહાસ દર્શાવે છે કે, સાચે જ તેઓ શાપિત (મગઝૂબિ અલયહિમ) હતા. તેઓએ માનવીય સમાજ પર જે નકારાત્મક અસરો નિપજાવી છે, અને સદીઓ સુધી માનવ ઈતિહાસમાં જે ખંડનાત્મક ભૂમિકા તેમણે અદા કરી છે અને જે ષડયંત્રો રચ્યા છે, જે પ્રકારનું વિદ્રોહી માનસ તેમનામાં વિકસ્યું છે, તે બધુ જોતાં તેઓ માટે ''શાપિત કૌમ''ના શબ્દોથી વધારે બીજા કોઈ શબ્દો યોગ્ય નથી. આ કુર્આન શરીફના મોઅજિઝા (ચમત્કૃતિ)નો એક જીવંત પૂરાવો છે.

અને બીજો પૂરાવો એ કે, કુર્આન શરીફે ખ્રિસ્તીઓ માટે 'ઝાલ્લીન'નો શબ્દ પ્રયોજાયો. ઝિલ્લત અથવા ગુમરાહીનો શો અર્થ છે ? આપને મુંબઈ જવું છે અને દિલ્હી જતી ગાડીમાં બેસી જાઓ, તેને કહેવામાં આવે છે ગુમરાહી, પથભ્રષ્ટતા. અને પછી એ જ ખોટા માર્ગે ચાલતા રહેવું. તેનું પરિણામ એ આવે છે કે, માણસ જેટલો વધુ ચાલે છે, તેટલો મંઝિલથી વધુ દૂર થતો જાય છે. ખ્રિસ્તમત બહુ ઝડપથી વિસ્તરી રહ્યો છે અને હવે તો તે હવાઈજહાજની ઝડપે આગળ વધી રહ્યો છે. મતલબ કે તે મંઝિલ (સત્ય)થી પૂરઝડપે દૂર થતો જાય છે. આજની ઈસાઈયત સાચા અર્થમાં હઝરત ઈસા (અલયહિસ્સલામ)એ પેશ કરી હતી, તે રહી નથી. આજની ઈસાઈયત તો સેન્ટપોલની દેણ છે, જેણે પોતે કટ્ટર યહૂદી હોવા છતાં ખ્રિસ્તી હોવાનો ઢોંગ

કરી ખ્રિસ્તીઓને છેતર્યા. આ સંદર્ભમાં કુર્આન શરીફના મજકૂર શબ્દ પ્રયોગો તેને ચમત્કૃતિની સ્પષ્ટ દલીલ છે.

(૫) સૂરએ કહફના પ્રારંભમાં અલ્હમ્દુલિલ્લાહથી ઉત્ક્રાંતિવાદના રદ સાથે કુર્આન શરીફ ઉતારવાનું ખાસ વર્ણન કર્યું અને તેના માટે બે ખાસ શબ્દો વાપર્યા કે, કુર્આન શરીફના પ્રકરણો અને આદેશોમાં કોઈ પણ રીતે કોઈ જ કમી, વિરોધાભાસ અને અજ્ઞાનતા નથી. જેનો હું વિગતવાર અલ્લાહ તઆલાના કાનૂન અને માનવ કાનૂનના ફર્ક વિશે વિષયમાં વિસ્તૃત ચર્ચા કરીશે. અને બીજો શબ્દ કુર્આન શરીફ વિશે સ્પષ્ટ કર્યો, જેમાં કુર્આન શરીફના વિષયો અને વર્ણનો માટે ‘‘કય્યિમ’’નો શબ્દ વાપર્યો. જેનો અર્થ થાય છે કે, કોઈ હુકમ, આદેશ કે કોઈ નિયમ કાયદો વર્ણન કરતી વખતે તેમાં અતિરેક નથી હોતો, બલ્કે દરેક વાત સમતોલપણે અદલ અને ન્યાયિક હોય છે. આ બન્નેવ શબ્દો ઘણા જ મહત્વના છે. માનવ સોચ-વિચાર મર્યાદિત અને લિમિટેડ હોય છે. માટે તેમાં ઉણપ રહી જાય છે. રાત-દિવસ આપણે માનવ કાનૂનનો અનુભવ કરીએ છીએ. અને આ ઉણપના પરિણામે માનવ કાનૂનમાં અતિરેક થાય છે. જેનો કાનૂનવિદોએ સ્વિકાર કર્યો છે. ખુદાઈ કાનૂન આ બન્ને અત્યાચારી પરિણામોથી સુરક્ષિત છે.

હવે આપણે આ વિષયે દુનિયાના બે મોટા ધર્મો જેમનો ઉલ્લેખ સૂરએ ફાતિહાના અંતમાં અને સૂરએ કહફના પ્રારંભમાં કરવામાં આવ્યો છે. તેમના ખુદાઈ કિતાબોમાં કરેલા ફેરફાર બાદ તેમની ભૂતકાળવાદ, વર્તમાન પરિસ્થિતિમાં જોઈએ છીએ કે તેનાથી માનવજાતને કેટલું નુકસાન થયું. ત્યારે સૂરએ કહફના આ બે શબ્દોની હકીકત સમજમાં આવે છે, અને દજ્જાલિયત પણ સમજમાં આવે છે. યહુદીઓએ હઝ. ઉઝૈર (અલૈ.)ને અલ્લાહપાકના બેટા કહ્યા અને ખ્રિસ્તીઓએ હઝ. ઈસા (અલૈ.)ને અલ્લાહ તઆલાના બેટા કહ્યા. અને માનવજાતને શિર્ક અને અનેકેશ્વરવાદના ચક્કરમાં ફસાવી દીધી. જેના પરિણામે માનવજાતને એટલું મોટું નુકસાન થયું કે, એક તરફ પોતાને આકાશી નબીઓની ઉમ્મત કહી લોકોને શિર્કના ચક્કરમાં નાંખ્યા. જો તે

પોતાને ફક્ત અનેકેશ્વરવાદી, મુશ્રિક કે કાફિર કહી શિર્ક કરત તો લોકો તેમની વાતને મહત્વ ન આપત, પરંતુ ખુદાઈ ધર્મનું લેબલ લગાડી અધર્મ કર્યો. અને તેમાં પણ ખ્રિસ્તીઓએ માનવજાતને મહાન નુકસાન પહોંચાડ્યું. જેની વિગત ચર્ચ અને વૈજ્ઞાનિકોના પરસ્પર વૈમનસ્યની બાબતો રજૂ કરતાં હું વર્ણન કરીશ. અને યુરોપમાં ખ્રિસ્તી ધર્મ ફેલાવવા યુરોપના અકીદા પ્રમાણે ''એપોલો''ને યુરોપવાસીઓ ખુદાના બેટા માનતા હતા. તો ખ્રિસ્તીઓએ પોતાનો અકીદો હઝ. ઈસા (અલૈ.)ને નબી માનવાની જગ્યાએ ખુદાપાકના બેટા ફક્ત એટલા માટે માન્યા કે, યુરોપવાળા માટે ખ્રિસ્તી ધર્મ નવો ન લાગે. અને એપોલાની જગ્યાએ હઝ. ઈસા (અલૈ.)ને બેટા માની લઈ ખ્રિસ્તી ધર્મ કબૂલ કરી લે. એનું પરિણામ ત્યારે અત્યંત ખરાબ આવ્યું, જ્યારે વિજ્ઞાનથી ખ્રિસ્તી (બદલાયેલો) ધર્મનો મુકાબલો થયો અને ધર્મ વિજ્ઞાન સામે ન ચાલ્યો. છેવટે ચર્ચે વૈજ્ઞાનિકો સાથે સમજૂતી કરી ધર્મને ચર્ચ સુધી મર્યાદિત કરી સમગ્ર યુરોપને નાસ્તિકતામાં ફેરવી દીધું. અને વૈજ્ઞાનિકોની પણ ભૂલ અને અતિરેક કે તેમણે ઈસ્લામને પણ બગડેલા ખ્રિસ્તી ધર્મની જેમ સમજી તેનો પણ વિરોધ કર્યો. આ બધુ ''બેટા''ના અકીદાને લઈ થયું. માટે અલ્લાહપાક સૂરએ કહફના શરૂમાં ખ્રિસ્તીઓની આ માન્યતા ઉપર ખૂબ નારાજી વ્યક્ત કરે છે. કિતાબમાં એનો ઉલ્લેખ આગળ આવી રહ્યો છે.

(૬) દજ્જાલના જાહેરી હથિયારો અને માધ્યમોના મુકાબલામાં હઝરત ઈસા (અલૈ.)ને ખુસુસી ઈલ્મ અને બાતિની શક્તિ અર્પણ કરવામાં આવશે. જેમકે સૂરએ કહફમાં જ હઝરત ખિઝર (અલયહિસ્સલામ) માટે ઈલ્મે લદુન્નીનું વર્ણન કર્યું.

(૭) સબબ અને મુસબ્બબ (ભૌતિક માધ્યમો અને તેના પરિણામો)એ બંદાઓની સમજ માટે રાખ્યું છે. જ્યારે અલ્લાહપાક ચાહે વગર માધ્યમે વસ્તુ પેદા કરી છે. અને માધ્યમ (સાધનો) હોવા છતાં પણ કામ થતું નથી. ફિરઔન, નમરૂદ, આદ, સમુદ, સબા વગેરે કૌમો અને બાદશાહો પાસે જાહેરી સાધનોની રેલમછેલ હોવા છતાં નિષ્ફળતા મળી. અને નબીઓ તથા

અસ્હાબે કહફ જેવા ઈમાનવાળાઓને વગર સાધનોએ સફળતા મળી. જે ભૌતિકવાદની હકીકત રજુ કરે છે.

અસ્હાબે કહફે અસ્બાબના દરજામાં પોતાના માણસને પૈસા લઈને મોકલ્યા અને સાથે સાવચેતીની પણ નસીહત કરી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સીરતમાં પણ અસ્બાબ અને જાહેરી માધ્યમો સબબો વાપરવાની તાકીદ માલૂમ પડે છે. લડાઈના મેદાનમાં હથિયારો પહેરવા, ખૌદ (હેલ્મેટ) વાપરવો, જાસુસોને મોકલવા, તે સિવાય લડાઈની બધી જ તૈયારીઓ કરી. પરંતુ મેદાનમાં દુઆઓની કૈફીયત દર્શાવી રહી છે કે, ફક્ત પોતાના હથિયારો ઉપર ભરોસો નથી, બલ્કે અલ્લાહપાક ઉપર જ સંપૂર્ણ ભરોસો છે. અને કુર્આન શરીફની આયતો પણ આપ (સલ.)ના અમલને અલ્લાહ તઆલાનો અમલ દર્શાવી અલ્લાહપાક ઉપર જ ભરોસાની નસીહત કરે છે. હુનૈનમાં પોતાના લશ્કરની બહુમતિ ઉપર સહાબાએ કિરામના દિલમાં પોતાની જીત નક્કી હોવાની તમન્ના ઉપર શરૂમાં જાહેરી હારથી ગુજારી પોતાની યાદ અપાવી.

(૮) ઈમાન અને સારા અમલો, ઈબાદતો કરવાવાળાઓને તસલ્લી અને સાંત્વન આપ્યું કે, તેમને ડર અને ગભરાવાની જરૂરત નથી. તેમને તેમના અમલો, કૃત્યોનો સારો બદલો મળશે. અસ્હાબે કહફ, હઝ. યૂસુફ (અલૈ.), બીજા નબીઓ અને સહાબાએ કિરામના કિસ્સાઓ આપણી સામે છે કે, કેવી રીતે તંગીમાં તેમના માટે રસ્તાઓ નિકળતા ગયા. જેમ જેમ દુશ્મનો તરફથી તકલીફો વધતી ગઈ, અલ્લાહ તઆલા તરફથી તેટલી જ રાહતો આવતી ગઈ. જેનાથી દૃઢ યકીન થઈ ગયું કે, આ ઈબાદતો, દુઆઓ અને દીન ઉપર મજબૂતીથી જમી રહેવુ એક મુઅમિનનું સર્વશ્રેષ્ઠ હથિયાર છે. જે તેના માટે અલ્લાહપાકની મદદનો બેહતરીન ઝરીઓ બને છે. અને એટલા જ માટે બધા નબીઓ ઉપર હાલાત સખ્ત આવ્યા તો એમને દુઆઓ, સબ્ર, ધીરજ વગેરેનો હુકમ કરવામાં આવ્યો અને તેના પરિણામ પણ સારા આવ્યા.

(૯) પોતાને બુરા માહોલની અસરથી બચાવવાની કોશિશો કરવી જરૂરી છે. ત્યાર બાદ મદદે ખુદાવંદી આવે છે. અસ્હાબે કહફે ગાર અને ગુફાની

પનાહ લીધી, જ્યાં દુશ્મનોથી તથા તેમની બૂરી સોહબતથી બચી શકાય. અને આપણને પણ નસીહત મળી કે માહોલથી ગભરાવાની જરૂરત નથી. પોતાને તથા ઘરવાળાઓને તેની અસરોથી દૂર રાખવાની જરૂરત છે. અને એટલા જ માટે હદીષ શરીફમાં કિયામતથી પહેલાં મુઅમિન માટે સૌથી સારી જગ્યા પહાડો અને જંગલોની એકાંતવાળી જગ્યાને દર્શાવવામાં આવી. જેનાથી તે સમગ્ર ફિત્નાઓથી પોતાને તથા ઘરવાળાઓને બચાવી શકે.

(૧૦) જ્યારે દીન ઉપર અમલ કરવાનો માહોલ ખરાબ હોય ત્યારે કુર્આન શરીફથી આ ઈશારો મળે છે કે, પોતાના દીની વિચારોથી સહમત બીજા લોકોને પોતાના સંપર્કમાં રાખે. તેમનાથી ઈસ્લામી અકીદા અને અમલો બાબતે ચર્ચા-વિચારણા કરી એકબીજાને સહાય અને મદદરૂપ બને. આવા સમયે એકલો દીન ઉપર અમલ કરવો મુશ્કેલ હોય છે, તો એકબીજા લોકોના ગમ અને તકલીફ દૂર કરવામાં મદદરૂપ થઈએ. અસ્હાબે કહફ પણ એક જમાઅત હતી.

(૧૧) અલ્લાહપાક તરફથી અસ્હાબે કહફના કાનોને બંધ કરી દેવામાં આવ્યા. કાનના ઉલ્લેખથી ઈશારો છે કે, આપણે પણ દીનની વાતો સિવાય બીજી બેકાર વાતો મોબાઈલમાં ઈન્ટરનેટના વિવિધ પ્રોગ્રામો, વૉટ્સએપ વગેરેમાં બેકાર ટાઈમ બરબાદ ન કરીએ. ગપશપમાં, વ્યર્થ કામોમાં પોતાનો સમય ન વેડફીએ. જેમાં આજકાલ ઉમ્મતનો ઘણો કિંમતી સમય બરબાદ થઈ રહ્યો છે. તો પછી અસ્હાબે કહફ જેવી અલ્લાહ તઆલાની મદદો આવે છે. દીન માટે વિવિધ પ્રકારની કુર્બાનીઓ આપવી પડશે. તો પછી દિલોને શાંતિ મળશે.

(૧૨) દીન માટે કુર્બાની હિંમત પેદા કરે છે. દુશ્મનોની તાકાતના મુકાબલામાં અલ્લાહપાકની તાકાતની યાદ અપાવી અડગતા-ઈસ્તિકામત નસીબ કરે છે. સહાબાએ કિરામ અને અસ્હાબે કહફની જેમ માલ-દૌલત, અવલાદ તથા વતનની કુર્બાની રંગ લાવે છે. એના મુકાબલામાં માલ-દૌલતની મુહબ્બત અલ્લાહપાકથી દૂરી પેદા કરી રૂહાનિય્યતમાં પણ કમી પેદા કરે છે.

ઈબાદતો તરફ દિલ આકર્ષિત થતું નથી.

(૧૩) બંદો જ્યારે અલ્લાહપાકના દીન ઉપર મજબૂતીથી રહે છે, તો અલ્લાહ તઆલા સૃષ્ટિની બધી જ વસ્તુઓને તેના તાબે કરી આપે છે. અસ્હાબે કહફ માટે સૂર્યની રોશનીનું બદલાવું, ત્રણસો નવ વર્ષ સુધી જીવંત રહેવું, ગુફામાં કોઈ ઝેરી કે હિંસક જાનવરનું ન આવવું, કૂતરાનું ચોખટ ઉપર બેસવું, એવું લાગવું કે આ લોકો જાગે છે. જેથી કોઈની હિંમત તેમના સુધી પહોંચવાની ન થવી. ગુફામાં જતાં પહેલાં જ તેનો ડર અને રૂઆબ એવો પડવો કે ત્યાં જવાની કોઈ હિંમત જ કરતું ન હતું. આ બધું ફક્ત અસ્હાબે કહફ માટે જ ન હતું, બલ્કે દરેક સમયમાં ઈમાનવાળાઓની વિવિધ પ્રકારે મદદો થઈ છે.

(૧૪) દીનના દાઈનું ઈમાન તો મઝબૂત હોય છે, પરંતુ તેની વાણી-વર્તણૂંકમાં નરમી હોય છે. જેના તરફ બજાર જતા સાથીને અસ્હાબે કહફ તરફથી નસીહત કરવામાં આવી.

(૧૫) અસ્હાબે કહફ ઘરેથી ઈમાન બચાવવા નીકળ્યા તો શહેરમાં કોઈ બચાવનાર ન હતું. દરેકને દકયાનુસ રાજાનો ડર હતો, પરંતુ ત્રણસો નવ વર્ષ બાદ જ્યારે શહેરમાં આવ્યા તો આખું શહેર તેમની મુહબ્બત અને દીદાર માટે ઉમટી પડ્યું. તેનાથી માલૂમ પડે છે કે, તે ઈઝઝત-આબરૂ જ કામ આવે છે, જે દીન માટે હોય અને થોડા સમય માટે તકલીફ પડવી એ પણ ઈમ્તેહાન-આઝમાઈશ હોય છે. બંદાની ઈસ્તિકામત-અડગતાની પરીક્ષા લેવામાં આવે છે.

(૧૬) સૂરએ કહફથી માલૂમ પડે છે કે, કુર્આન શરીફની તિલાવત અને સબ્ર-ધૈર્ય દીનના દાઈ માટે ઘણી મદદગાર પૂરવાર થાય છે. અને બાહ્ય તથા આંતરિક ફિત્નાઓથી સલામત રાખે છે.

(૧૭) નેક લોકોની સોહબતનો નબીઓને પણ હુકમ કરવામાં આવે છે. ગરીબ, કમઝોર ઈમાનવાળાની સોહબતમાં રહેવાની તાકીદ એટલા માટે છે

કે, તેઓ અલ્લાહપાકની રઝામંદી માટે જ નબીની સોહબતમાં આવ્યા છે, કોઈ દુન્યવી લાલચ કે હોદ્દા માટે નથી આવ્યા. આ રીતે આપણને પણ દીન માટે ઈખ્લાસની તાકીદ કરવામાં આવે છે અને દોસ્તીનો માપદંડ પણ બતાવ્યો કે સાદા, ગરીબ મુફલિસની દોસ્તી આખિરતની યાદ તરફ લઈ જશે અને માલદારની દોસ્તી દુન્યાની મુહબ્બત પેદા કરશે. સાદગીની જગ્યાએ વી.આઈ.પી. જીવનની મુહબ્બત તરફ આકર્ષે છે.

(૧૮) ખુદાપાકથી ગાફેલ, ખ્વાહિશપરસ્ત અને કોઈ પણ મામલામાં હદથી આગળ વધી જનાર, અતિરેક કરનારની વાતો માનવાથી મુસલમાનને રોક્યો છે. યુરોપની વર્તમાન જીવનશૈલી તથા વિચારધારાઓ આ જ પ્રમાણેની ખુદાપાકથી ગાફેલ બલ્કે ખુદાપાકના વુજૂદનો ઈન્કાર કરનાર અને ફક્ત મનેચ્છાઓની પૂર્તિ માટે જ દુન્યા કમાવવી તથા ફક્ત શરીરના તકાઝાઓ પૂરા કરવામાં મસ્ત અને રૂહ તથા આત્માની ઈસ્લાહ શુધ્ધિ માટેની કોઈ જ કોશિશ ન કરવી. અને દરેક કામમાં ઈફરાત-તફરીત (અતિરેક) કરવી આ આજના ભૌતિકવાદીઓના ખાસ લક્ષણો છે.

(૧૯) ફાની દુન્યાની હકીકત આખિરતની હંમેશાની ઝિંદગીના મુકાબલામાં કાંઈ જ નથી.

(૨૦) અવલાદની નાફરમાની માં-બાપને ઘણી તકલીફ આપનાર છે. અને એના મુકાબલામાં માં-બાપની નેકીઓ અવલાદને દુન્યવી રીતે પણ ફાયદાકારક છે. સૂરએ કહફમાં હઝ. ખિઝર (અલૈ.) મારફતે બન્ને કિસ્સા-ઓમાં આ જ વાત દર્શાવવામાં આવી છે. એક પુત્ર નાફરમાન થવાનો હતો તો તેની મૃત્યુ કરાવી દીધી અને ગામવાળાઓએ મેહમાની ન કરી છતાં ત્યાં યતીમ બચ્ચાઓની દીવાળને ઠીક કરી દીધી. કારણ કે તેમના માં-બાપ નેક હતા. આ ત્રણ કિસ્સાઓથી આપણને તકદીર ઉપર યકીન કરાવ્યું અને માનવીના ઈલ્મ અને જ્ઞાનનું મર્યાદિત હોવું દર્શાવ્યું. કોઈ વસ્તુનું જાહેર કંઈક હોય છે અને તેની હકીકત બીજી જ હોય છે. એ અલ્લાહપાકના ઈલ્મનું અપાર હોવું, મહાન શક્તિમાન હોવું પણ સાબિત કરે છે.

(૨૧) દીની મદ્રસાઓ પણ કહફ અને ગુફા છે. જ્યાંના વાતાવરણમાં શયતાની તાકાતોથી સુરક્ષા અને હિફાઝત મળે છે. અને અનુભવથી એ પણ સાબિત થાય છે કે, મદ્રસાના વિદ્યાર્થીઓ દજ્જાલી ફિત્નાઓથી વધુ સુરક્ષિત રહે છે, જ્યારે દુન્યવી શિક્ષણ પ્રાપ્ત કરનારા ઘણી જ જલ્દીથી દજ્જાલી ફિત્નાઓનો શિકાર બને છે. આમાં મદ્રસાવાળાઓને પણ નસીહત છે કે, ભૌતિકતા (માદ્દીયત)થી જેટલા દૂર રહેશો અને રૂહાનીયત (આધ્યાત્મિક્તા) થી જેટલા નજીક રહેશો તેટલા જ ફિત્નાઓથી દૂર રહેશો.

(૨૨) દજ્જાલી ફિત્નાઓને સમજવા માટે કૌમી હમદર્દીની સાથે દીની ઈલ્મ અને અમલ જરૂરી છે.

(૨૩) નેક લોકો પાસે હુકૂમત આવે તો શું કરવું એ હઝ. ઝુલ્કરનૈનના કિસ્સાથી માલૂમ પડ્યું કે, લોકોની હમદર્દી તેમની જાહેરી તથા આંતરિક તકલીફો દૂર કરવાને પ્રાધાન્ય (તરજીહ) આપવું જોઈએ. અને આયતમાં હઝ. ઈસા (અલૈ.) તથા હઝ. ઈમામ મહદીની હુકૂમત કેવી કૌમી ખિદમત-વાળી હશે તેના તરફ પણ ઈશારો કરવામાં આવ્યો. અને ઝુલ્કરનૈનની જેમ તે પણ દજ્જાલ તથા યાજૂજ-માજૂજનો કેવી રીતે મુકાબલો કરશે તેની પણ ચોખવટ થઈ ગઈ.

(૨૪) માશાઅલ્લાહનો શબ્દ સૂરએ કહફનો એક મોટો સબક છે કે, સમગ્ર તાકાત અને સંપૂર્ણ ઈખ્તિયાર ફક્ત એક અલ્લાહપાકની જ પાસે છે. આપણે ઘણા જ કમઝોર છીએ.

## દરેક પ્રકારની ગફલત-સુસ્તીથી પાક ઝાત

તે પૂર્વમાં જુએ તો પશ્ચિમથી ગાફેલ નહીં, ઉત્તરમાં જુએ તો દક્ષિણથી ગાફેલ નહીં. સમુદ્ર તરફ નજર કરે તો જમીનથી ગાફેલ નહીં. જંગલ તરફ જુએ તો પહાડોથી ગાફેલ નહીં. પહાડ તરફ જુએ તો સમુદ્રથી ગાફેલ નહીં. જિન્નાત તરફ જુએ તો ઈન્સાનથી ગાફેલ નહીં. પક્ષીઓને જુએ તો પશુઓથી ગાફેલ નહીં. જાનવરોને જુએ તો તેના બચ્ચાઓથી ગાફેલ નહીં. ભૂતકાળ જુએ તો વર્તમાન તથા ભવિષ્યથી ગાફેલ નહીં.

# અસ્હાબે કહફનો કિસ્સો

**સૂરએ કહફમાં છે કે, અસ્હાબે કહફના કિસ્સાની હકીકત અલ્લાહપાકની મહાન કુદરત જોતાં આ કિસ્સો જેનું વર્ણન આગળ આવે છે, તે કંઈ અચંબાજનક નથી કે તેને નવાઈના રૂએ મહત્વ આપવામાં આવે. જેમકે યહૂદીઓ સમજે છે. પૃથ્વી-આકાશ, સૂર્ય-ચંદ્ર વગેરેની રચના, સૌનો યોગ્ય બંદોબસ્ત રાખવો, ઈસ્લામી અલૌકિક ઉન્નતિ અને ચડતી, નબી (સલ.)નું રક્ષણ, વગેરે બાબતો અસ્હાબે કહફના કિસ્સાથી કંઈ ઓછી અચંબાજનક બિના નથી.**

અસ્હાબે કહફનું ટૂંક વર્ણન આ પ્રમાણે છે કે એક જુલ્મી બાદશાહ દિક્યાનુસ નામનો મૂર્તિપૂજક હતો, જે બળજબરીથી સૌની પાસે તેની બનાવેલી મૂર્તિઓને સિજદો કરાવતો અને જે કોઈ સિજદાથી ઈનકાર કરતો તેને મારી નાખતો હતો, તેથી સામાન્ય લોકો આજીવિકાના જૂજ લાભની લાલચે મૂર્તિપૂજકો બની જતા હતા, પરંતુ તે શહેરમાં છ યુવકો હતા, જે છૂપી રીતે ઈમાન રાખતા હતા અને અલ્લાહ તઆલાથી દુઆ માંગતા હતા કે આ જુલ્મીના પંજાથી અમને બચાવજો. અંતે બાદશાહને તે વિશે ખબર પડતાં તેણે તેમને બોલાવી ખૂબ ડરાવ્યા, પણ તેઓના દિલ તકવાના નૂર અને ખુદાઈ ડરથી ભરપૂર હતાં, તેથી પોતાના દીન પર મજબૂતીથી કાયમ રહ્યા; અને તેની વાત માની નહિ અને પોતાની હિમ્મત તથા અડગતા દેખાડી સૌને દંગ કરી નાખ્યા. બાદશાહે તેઓને ત્રણ દિવસની મહોલત આપી કહ્યું કે તમે હજુ નવયુવાન છો માટે સારી રીતે વિચાર કરી લો. મારી વાત માનવામાં જ તમારો છૂટકારો છે. તેમણે એકાંતમાં જઈ એવી સલાહ કરી કે આવી ફિત્નાની હાલતમાં કદાચ ડગી જવાય માટે અહીંથી નાસી જવું બહેતર છે. ફરી સૌ પોતપોતાના ઘરેથી કંઈક ખર્ચો લઈ રાતોરાત ત્યાંથી હિજરત કરી ગયા. સવારે એક ગામડિયો મળ્યો. તે પણ એક જ અલ્લાહપાકનો દીન

કબૂલ કરી તેમની સાથે થયો. તેનો એક કૂતરો પણ હતો, તે પણ સાથે થઈ ગયો. તેઓ સમજ્યા કે આ કૂતરો અમને જરૂર પકડાવી દશે, તેથી તેને હાંકી કાઢવા માટે બહુ માર્યો, પણ તે ગયો નહિ. ત્યારે અલ્લાહ તઆલાએ તેને વાચા આપી તો બોલ્યો કે હું વફાદાર છું અને મુસલમાનોને માનનારો છું. માટે મારાથી જરાયે ભય પામો નહિ. હું તમારી સાથે રહી તમે સૂઈ જાઓ ત્યારે પહેરો ભરી તમારી રક્ષા કરવાની અભિલાષા રાખું છું. ફરી તે પણ તેમની સાથે જ રહ્યો. પછી ત્યાંથી નજીકના પહાડમાં એક સારી વિશાળ ગુફા હતી તેમાં સૌએ આશ્રય લીધો.

તેઓએ દુઆ માંગી કે પોતાની ખાસ રહમતથી અમને હિદાયતનો પંથ કાપવામાં સફળતા આપ.

ગુફામાં સંતાયા પછી એક માણસ વેશ બદલી જોઈતી વસ્તુઓ લેવા તથા ચર્ચા સાંભળવા શહેરમાં આવતો. એક દિવસ તેણે ખબર આપી કે આજે સરકાર તરફથી અમારી તપાસ થઈ રહી છે. અમારાં સગાં-વહાલાને અમારું ઠેકાણું બતવાવા દબાણ થઈ રહ્યું છે. આ વાતચીત દરમિયાન અલ્લાહ તઆલાએ તેઓને નિદ્રાવશ કરી દીધાં. સરકારી માણસો શોધ કરતાં થાકીને રહી ગયા.

આવી લાંબી ઊંઘ પછી જાગૃત થવામાં ઊંઘવાની મુદત સંબંધી ખુદ ઊંઘનારાઓમાં તેમજ બીજા લોકોમાં પણ મતભેદ થવું સ્વભાવિક છે. કોઈ વત્તી ઓછી મુદત બતાવશે. કોઈ અસંભવિત સમજી ઈનકાર કરશે તો તેઓને જાગૃત કરી આ જોવું હતું કે કોણે તેઓની ઊંઘવાની મુદ્દતનો ઠીક અંદાજો રાખ્યો અને કયો પક્ષ ખરી હકીકત પર પહોંચે છે અને તે ઉપરથી મરણ પછીના જીવનને જે સંબંધી તેઓમાં મતભેદ છે, તેને સત્ય માનવા લાગે છે ? એટલે અસ્હાબે કહફને સામાન્ય મુસલમાનોથી વધારી અવલિયાનો દરજો આપ્યો.

બાદશાહે જ્યારે તેમને બોલાવીને ધમકાવી મૂર્તિઓને દંડવત કરવા કહ્યું ત્યારે અલ્લાહ તઆલાએ તેમની મદદ કરી અર્થાત્ તેમના અંતઃકરણ દૃઢ

રાખ્યાં તો તેમણે બેધડક પોતાનું ઈમાન જાહેર કરી આ પ્રમાણે ચોખ્ખો જવાબ આપી દલીલ વગર શિર્ક કરનારાઓને મહાન જાલિમ ઠેરવ્યા હતા.

જ્યારે મુશરિકોના ધર્મથી અમે અળગા છીએ ત્યારે દરેક બાબતમાં પણ તેઓથી તદન જુદા થઈ જવું જોઈએ અને ચારે બાજુથી દિલને હટાવી માત્ર અલ્લાહના જ તરફ એકાગ્રતાથી ઝુકવું જોઈએ અને તેની જ રહમત અને મહેરબાનીના આશાવાદી બનવું જોઈએ. આ પ્રમાણે સલાહ કર્યા પછી તેઓ ગુફામાં જઈ બેઠા.

અલ્લાહપાકે પોતાની કુદરતથી તેઓને એવા ઠેકાણે પહોંચાડયા કે ત્યાં નચિંતપણે આરામ કરતા રહે. અંદર ઘણી વિશાળ અને ખુલાસાવાળી જગ્યા હોઈ જરૂર મુજબ હવા, અજવાળું મળતું હતું કે જીવ ગભરાય નહિ તેમજ તડકો, વરસાદ, બરફ કંઈ જ પહોંચતું ન હતું.

દરેક પ્રકારની હિદાયત અલ્લાહ તઆલાના જ કબજામાં છે. જુઓ, જ્યારે સૌ લોકો ગુમરાહીમાં પડી રહ્યા હતા ત્યારે અસ્હાબે કહફને વિરુદ્ધ મતના લોકો વચ્ચે કેવી રીતે હિદાયત પર કાયમ રાખ્યા ! અને જાહેર રીતે પણ કેવી અજબ પ્રકારની ગુફામાં માર્ગ દેખાડયો.

કહેવામાં આવે છે કે ઊંઘવાની હાલતમાં તેમની આંખો ખુલ્લી રહેતી હતી અને ઊંઘમાં જે પ્રમાણે અવયવો ઢીલા પડી જાય છે તે પ્રમાણે તેમનો હાલ ન હતો; તેથી કોઈ તેમને જુએ તો સમજે કે તેઓ જાગે છે અને જમીન તેમના શરીરોને ખાઈ ન જાય તેટલા માટે અલ્લાહના હુકમથી તેઓ પાસાં ફેરવ્યા કરતા હતા અને તેઓના આરામમાં ખલલ ન પડે તે માટે અલ્લાહ તઆલાએ તે જગ્યામાં એવી દહેશત મૂકી દીધી કે જેથી લોકો ત્યાં તમાશો જોવા જાય નહિ અને કૂતરો તેમની સાથે થઈ ગયો હતો તે પણ તેઓની સંગતની અસરથી સૈકાઓ સુધી જીવતો રહ્યો અને ઉંબરા ઉપર પગો પ્રસારી પહેરો ભરતો રહ્યો. જો કે કૂતરો રાખવું બૂરું છે, પરંતુ લાખ બુરાઓમાં એક ભલો પણ હોય છે.

તેમના ગુફામાં સૂઈ જવા પછી થોડીક મુદતમાં તે રાજા મરી ગયો.

પછી પણ કેટલાક રાજાઓ બદલાઈ ગયા. ફરી ત્યાં એક અલ્લાહને માનનાર બાદશાહ થયો. તેણે કિયામત સંબંધી વાત કરી તો લોકો અચરજ પામવા લાગ્યા કે મરેલા પુનઃ કેવી રીતે જીવતા થઈ શકશે ? બાદશાહે બહુ સમજાવ્યા પણ સમજ્યા નહિ તો અલ્લાહ તઆલાએ આ લોકોને જે પ્રમાણે પોતાની કુદરતથી એટલી લાંબી મુદ્દત સૂવાડી રાખ્યા હતા તે જ પ્રમાણે પોતાની કુદરતથી તેમને જગાડી કિયામતનો નમૂનો દુનિયામાં દેખાડી આપ્યો. તેઓ જાગ્યા તો સેંકડો વર્ષ સૂઈ રહેવું તેમને એક દિવસ જેટલું અથવા તેથી પણ ઓછું જણાયું. ખરેખર, મરેલો અને સૂતેલો સરખો જ છે.

બીજા કેટલાકે કહ્યું કે એ નકામા વાદવિવાદથી કંઈ લાભ નથી. કેટલી મુદ્દત સૂતા તેની ચોક્કસ ખબર તો અલ્લાહ તઆલાને જ છે. માટે એ વાત પડતી મૂકો અને જરૂરી કામ એટલે ખાવા-પીવાનું લાવવા માટે શહેરમાં એક માણસને મોકલો, જે સ્વચ્છ અને હલાલ ખાવાનું લઈ આવે. તેમના વખતમાં મૂર્તિઓના નામ પર ઘણાં જાનવરો કાપવામાં આવતાં હતાં તેથી કહ્યું કે તપાસ કરીને હલાલ વસ્તુ લાવે.

એટલે જાલિમ બાદશાહને ખબર પડતાં બળજબરીથી અમને સત્ય દીનથી ફેરવી નાખે એટલે જો જાહેરમાં તેમના જેવા થઈ જઈએ તો પછી જે ઉત્તમોત્તમ સફળતા આપણે ઈચ્છીએ છીએ તે કદી પ્રાપ્ત કરી શકીશું નહિ, કારણ કે બળજબરીથી પણ સત્ય દીનથી ફરી જવું પાકા મુઅમિનોનું કામ નથી.

તે સમયે કિયામત સંબંધી ઘણો ઝઘડો હતો. તેથી બાદશાહને તેનો નીવેડો લાવવા સંતોષકારક દલીલની જરૂરત હતી તેથી અલ્લાહ તઆલાએ તેઓનો હાલ જાહેર કરી દીધો કે જ્યારે તેઓમાંનો એક માણસ રૂપિયો લઈ શહેરમાં ગયો તો શહેરવાળા તે સિક્કો જોઈ આશ્ચર્ય પામ્યા અને સમજ્યા કે એને કોઈ ખજાનો હાથ લાગ્યો છે. તેની ચર્ચા થઈ અને અંતે બાદશાહ સુધી તે વાત પહોંચી. તપાસ કરતાં તેઓની હકીકત જાહેર થઈ, જેથી આખિરતના મુનકિરોને પણ માનવું પડયું કે આ બનાવ પણ ફરી સજીવન થવાથી કંઈ ઓછો નથી.

આ કિસ્સામાં જે બાબતો સ્પષ્ટ બતાવી નથી તેના સવાલો ઉત્પન્ન થતા હોવાથી ફરમાવ્યું કે વધારાની બીજી બાબતોમાં ઝઘડો કરવો નકામો છે. મતલબ કે વહીથી તમને જે વાત બતાવવામાં આવી છે તેટલી જ કહી દો અને તેમની સંખ્યા વિશે અલ્લાહપાકે સ્પષ્ટ ફેંસલો કર્યો નહિ; કારણ કે તેમાં કંઇ ખાસ ફાયદો ન હતો. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.) ફરમાવે છે કે તેઓ સાત છે અને આયતથી પણ એવું જ સમજવામાં આવે છે, કારણ કે અલ્લાહપાકે આગલી બે વાતોને રદ કરી પણ એને રદ કરી નથી.

અસ્હાબે કહફનો કિસ્સો તવારીખની સામાન્ય કિતાબમાં ન હતો તેથી લોકોને એની ખબર ક્યાંથી થઇ શકે ! પરંતુ યહૂદીઓના શીખવવાથી કાફિરોએ હુઝૂર (સલ.)ને અજમાવવા પૂછયું હતું. હુઝૂર (સલ.)એ વાયદો કર્યો કે કાલે બતાવીશ અને એમ વિચાર્યું કે જિબ્રઇલ (અલૈ.) આવશે તો તેમને પૂછી લઇશ; પરંતુ પંદર દિવસ સુધી તે આવ્યા નહિ, જેથી હુઝૂર (સલ.) બહુ દિલગીર થયા. મુશરિકો હસવા લાગ્યા તો આખરે હઝરત જિબ્રઇલ (અલૈ.) આ કિસ્સો લઇ આવ્યા અને પાછળથી આ નસીહત કરી કે ''ઇન્શાઅલ્લાહ'' કહ્યા વિના ભવિષ્યની કોઇ વાત પર વાયદો કરવો નહિ. કદાચ ભૂલી જવાય તો ફરીથી યાદ કરીને કહી લેવું. વધુ નજીક નેકીનો માર્ગ દેખાડવાની આશા રાખવાનો મતલબ એ કે કદી ભૂલશો નહિ અથવા કેટલાકના કહેવા મુજબ એ મતલબ છે કે અસ્હાબે કહફ કરતાં પણ વધુ અચંબાજનક રીતે આપની રક્ષા કરશે. જેમ કે મક્કાથી હિજરત વખતે ગારે સૌરમાં બન્યું.

સૂર્યના હિસાબે ગણતા વર્ષોની રૂએ પૂરા ત્રણસો વર્ષ ઊંઘમાં રહ્યા અને ચંદ્રના હિસાબની રૂએ ત્રણસો નવ વર્ષ ઊંઘી રહ્યા અથવા ત્રણસો વર્ષ ઊંઘી રહ્યા. પછી કંઇક જાગીને તરત પાછા ઊંઘી જઇ ફરી નવ વર્ષ ઊંઘતા રહ્યા હોય તો પણ સંભવિત છે.

જેટલી મુદત સૂઇને તેઓ જાગ્યા તેને તવારીખવાળા વત્તી ઓછી બતાવે છે, પરંતુ સૌથી સાચી વાત તે જ છે જેને અલ્લાહપાકે બતાવી. તે ગૈબ જાણતો હોવાથી તેની આગળ કંઇ છૂપું નથી. તફસીરે હક્કાનીમાં તવારીખની

કિતાબોના આધારે લખ્યું છે કે ઈસ્વી સન ૨૫૦માં તે જુલ્મી બાદશાહ હતો. તેમાં તેઓના ઊંઘવાની મુદ્દત શામિલ કરતાં ઈ.સ. ૫૫૦ થશે; હુઝૂર (સલ.) લગભગ ૫૭૦ ઈસ્વીમાં પેદા થયા તો એ હિસાબે તેઓનું જાગવું હુઝૂર (સલ.)ના પેદા થવાથી લગભગ વીસ વર્ષ પહેલાં હતું. એ સંબંધી બીજા આલિમોનો મતભેદ પણ છે. અલ્લાહ તઆલા બેહતર જાણનાર છે.

જેવી રીતે ગૈબ જાણવામાં કોઈ પણ અલ્લાહ તઆલાનો શરીક નથી, તેવી જ રીતે તેની કુદરત અને અધિકારોમાં પણ કોઈ તેનો ભાગીદાર કે શરીક નથી.

ખુદાઈ વાતોને બદલવાની કોશિશ કરનાર અથવા તેની કિતાબના હક અદા નહિ કરનાર માટે પનાહની કોઈ જગ્યા નથી. અસ્હાબે કહફની માફક અલ્લાહ તઆલા વફાદારોની જ રક્ષા કરે છે.

અલ્લાહ તઆલાની ખુશનુદી મેળવવાના ઉમંગમાં ઈખ્લાસપૂર્વક સદા ઈબાદતમાં લાગી રહેનાર સહાબીઓ ભલેને ગરીબ છે, પણ તેઓને પોતાની પાસે બેસાડી લાભ પહોંચાડતા રહો. કોઈના કહેવા-સાંભળવાથી તેઓને પોતાની મજલિસમાંથી જુદા ન કરો અને તેઓને છોડી ગર્વિષ્ઠ મોટા લોકો તરફ એ હેતુથી નજર ન કરો કે એ કાફિર સરદારોના મુસલમાન થવાથી ઈસ્લામની રોનક વધી જશે, કારણ કે ઈસ્લામની ખરી ઈઝઝત અને રોનક માલદારી અને સોના-ચાંદીના સિક્કાઓમાં નથી, બલકે મજબૂત ઈમાન, પરહેઝગારી અને ઉત્તમ સદાચારમાં જ છે. દુનિયાની ટીપટાપ માત્ર થોડાક જ વખતની હોઈ વિનાશી છે. ખરી દૌલત પરહેઝગારી અને અલ્લાહ સાથેનો સંબંધ છે, જેમાં કદી પણ નુકસાન નથી. જેમ કે અસ્હાબે કહફના બનાવમાં અલ્લાહ તઆલાને યાદ કરનારાઓનું અને દુનિયાના ચાહકોનું પરિણામ જાહેર થઈ ગયું.

એટલે દુનિયાની માયામાં મદમસ્ત બની અલ્લાહ તઆલાની યાદથી ગાફિલ રહી પળેપળ મનેચ્છાઓને વશ રહેનારાઓની વાત પર લક્ષ ન આપો. ભલેને તેઓ ધનવાન અને માન-મોભાવાળા હોય, કારણ કે તેઓની

કઢંગી માંગણી જ બતાવી રહી છે કે તેઓમાં ખરું ઈમાન કબૂલ કરવાની લાયકાત જ નથી. તો પછી તેઓના તરફ વલણથી શું લાભ ? ઉલટું બીજા લોકોને બદગુમાની થવાથી વધુ નુકસાનનો સંભવ છે. આ આયત તે વખતે ઉતરી કે જ્યારે કાફિરોના સરદારોએ ચાહ્યું કે હુઝૂરે અકરમ (સલ.) ગરીબ મુસલમાનોને પોતાની પાસેથી હટાવી દે અને તેઓએ કહ્યું કે એ કમીના લોકો છે; એમના કપડાંમાંથી ઘેટાં-બકરાંની ગંધ આવે છે અને અમે કૌમના સરદાર હોવાથી તેમની સાથે બેસી શકતા નથી. તેમને કાઢી મૂકો તો અમે ઈમાન લાવીએ અથવા એક દિવસ તેમના માટે અને એક દિવસ અમારા માટે મુકર્રર કરો અથવા ઓછામાં ઓછું એટલું કરો કે ભલે બેઠક એક હોય પણ અમારા તરફ મોં અને તે ગરીબ મુસલમાનો તરફ પૂઠ કરીને બેસો તો અમે ઈમાન લાવીએ ત્યારે આ આયત ઉતરી કે માલદારો તરફ લક્ષ નહિ આપતાં ગરીબો સાથે જ રહો.

અલ્લાહ તઆલાની વાતો કોઈ માને અથવા ન માને તેનું કંઈ બગડતું નથી. લાભ કે નુકસાન તેઓને જ છે. માટે માનનારે તેમજ નહિ માનનારે પોતપોતાનું પરિણામ વિચારવું જોઈએ.

જન્નતીઓને જન્નતમાં સોનાના જડાઉ કંગન અને રેશમના ઘટ્ટ વસ્ત્રો જેમ કે અતલસ અને કિનખાબ તેમજ ઝીણાં કપડાં અથવા ઉપરનું ઝીણું અને અસ્તર જાડું એવાં કપડાં પહેરાવવામાં આવશે કે જેથી જાહેર થાય કે ખરા દૌલતમંદ કોણ છે ? તિરમિઝી શરીફમાં એક રિવાયત છે, જેનો સાર એ છે કે જન્નતનું કંગન અગર દુનિયામાં હોય તો તેના ચળકાટથી સૂર્યનો પ્રકાશ પણ મંદ પડી જાય તો વિચાર કરો, શું કોઈ મહાન રાજવી પાસે પણ એવું અથવા એના જેવું ઘરેણું છે ? એવી જ રીતે જન્નત માંહેની તે દરેક વસ્તુઓને સમજો, જેમનું વર્ણન કુર્આન શરીફ તેમજ હદીસ શરીફમાં દુન્યાની વસ્તુઓના નામથી આવ્યું છે. તેની મૂળ સ્થિતિને દુનિયામાં સમજી શકતા નથી. વળી, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે સોનું અને રેશમી કપડાં પુરુષોને જન્નતમાં મળનાર છે, તો જે કોઈ તેમને દુનિયામાં પહેરશે તેમને આખિરતમાં નહિ મળે.

હઝ. મૌલાના મૂફ્તી મુહમ્મદ શફીઅ (રહ.) મઆરિફુલ કુર્આનમાં લખે છે કે, અસ્હાબે કહફ બાદશાહોની અવલાદ અને પોતાની કૌમના સરદાર હતા. કૌમ મૂર્તિપૂજક હતી, એક દિવસે તેમની કૌમ પોતાના ખાસ ધાર્મિક મેળાવડા માટે શહેરની બહાર નીકળી, જ્યાં તેમનો વાર્ષિક જલ્સો થતો હતો. ત્યાં પહોંચીને આ લોકો પોતાની મૂર્તિઓની પૂજાપાઠ કરતા હતા અને ત્યાં પશુઓની બલી ચઢાવતા હતા. તેમનો બાદશાહ એક અત્યાચારી, જાલિમ દકિયાનૂસ નામનો હતો, જે કૌમને આ મૂર્તિપૂજા માટે મજબૂર કરતો હતો. તે વર્ષે જ્યારે કે તે સમગ્ર કૌમ તે મેળા માટે એકઠી થઈ તો આ અસ્હાબે કહફ નવયુવાનો પણ ત્યાં પહોંચ્યા અને ત્યાં પોતાની કૌમની આ પ્રવૃત્તિ જોઈને કે પોતાના હાથે ઘડી કાઢેલી મૂર્તિઓને તેઓ ખુદા સમજે છે અને તેમની ઈબાદત કરે છે અને તેમના માટે બલી ચઢાવી છે, તે સમયે તેમને અલ્લાહ તઆલાએ ''અકલે સલીમ'' (તટસ્થ અને સત્ય નિશ્ચયી બુધ્ધિ) આપી અને કૌમની આ મૂર્ખતાપૂર્ણ પ્રવૃત્તિથી તેમને નફરત થઈ ગઈ અને તેમણે બુદ્ધિથી કામ લીધું તો તેમની સમજમાં આવી ગયું કે, આ ઈબાદત તો માત્ર તે હસ્તીની જ હોવી જોઈએ, જેણે આસમાન, જમીન તથા સમગ્ર સૃષ્ટિ પેદા કરી છે. આ વિચાર એકી સાથે તે અમુક નવજુવાનોના દિલમાં આવ્યો અને તેમાંથી દરેકે કૌમની આ મૂર્ખતાપૂર્ણ ઈબાદતથી બચવા માટે ત્યાંથી હટવાનું શરૂ કર્યું. ત્યાંથી સૌપ્રથમ એક નવયુવાન એકઠા થયેલ લોકોથી દૂર એક ઝાડ નીચે જઈને બેસી ગયો. ત્યાર પછી એક બીજો વ્યક્તિ આવ્યો અને તે પણ આ ઝાડ નીચે બેસી ગયો. એ જ પ્રમાણે પછી ત્રીજો-ચોથો આવતો ગયો અને ઝાડ નીચે બેસતા રહ્યા. પરંતુ તેમનામાંથી કોઈ એકબીજાને ઓળખતું ન હતું અને ન જ એ કે તેઓ અહીંયાં કેમ આવ્યા છે ? પરંતુ તેમને વાસ્તવમાં અલ્લાહ તઆલાની કુદરતે જ ત્યાં ભેગા કર્યા હતા કે, જેમણે તેમના દિલોમાં ઈમાન પેદા કરી દીધું હતું.

## કૌમિયત (સમાજ) અને સામૂહિકતાનો મૂળ પાયો :

ઈબ્ને કષીરે આ નકલ કરીને ફરમાવ્યું કે, લોકોનું પરસ્પર ભેગા થવું રાષ્ટ્રીયતા, સામાજિકતા અને જ્ઞાતિની એકતા સમજવામાં આવે છે, પરંતુ

વાસ્તવિક્તા એ છે, જે સહીહ બુખારીની હદીષમાં છે કે, વાસ્તવમાં એકતા અને અલગતા આત્મા (રૂહ)માં પેદા થાય છે. તેનો પ્રભાવ શારીરિક અને ભૌતિક દુનિયા ઉપર પડે છે, જે રૂહો વચ્ચે અજલમાં એકતા અને સહમતી પેદા થઈ તે અહીંયાં પણ પરસ્પર એકબીજા સાથે ભેગી થઈ એક સમૂહનું સ્વરૂપ અપનાવી લે છે અને જેમનામાં આ સહમતી અને એકતા નથી હોતી, બલ્કે તેમનામાં ત્યાં અલગાવ રહ્યો તો તેમનામાં અહીંયાં પણ અલગાવ જ રહે છે. આ જ ઘટનાનું ઉદાહરણ જુઓ કે કઈ રીતે અલગ-અલગ દરેક વ્યક્તિના દિલમાં એક જ વિચાર પેદા થયો અને તે વિચારે તે સૌને કોઈ પણ પ્રકારના પૂર્વનિયોજીત પ્લાન વિના એક જ સ્થળે ભેગા કરી દીધા.

ખુલાસો એ છે કે, આ લોકો એક સ્થળે ભેગા તો થઈ ગયા, પરંતુ દરેક પોતાના અકીદહ અને માન્યતાને બીજાથી એટલા માટે છૂપાવતા હતા કે, તે ક્યાંક બાદશાહને જઈને ખબર ન આપી દે અને જો એવું થાય તો હું પકડાઈ જઈશ. અમુક સમય સુધી બધા શાંત રહ્યા, પછી તેમનામાંથી એક વ્યક્તિ બોલ્યો કે, ભાઈઓ ! આપણા સૌનું આપણી કૌમથી અલગ થઈને અહીંયાં પહોંચવાનું કોઈ કારણ તો અવશ્ય હશે જ ! યોગ્ય એ છે કે, આપણે બધા પરસ્પર એકબીજાના વિચારોથી વાકેફ થઈ જઈએ, ત્યાર પછી એક વ્યક્તિ બોલી ઉઠ્યો કે, હકીકત એ છે કે, હું પોતાની કૌમને જે દીન અને ધર્મ તથા જેની ઈબાદતમાં સપડાયેલો જોઈ રહ્યો છું, મને તો ચોક્કસ વિશ્વાસ થઈ ગયો છે કે તે ખોટું છે. ઈબાદત તો માત્ર અલ્લાહ જલ્લ શાનુહૂની જ હોવી જોઈએ. સૃષ્ટિના સર્જનમાં જેનો કોઈ ભાગીદાર અને જોડીદાર નથી. તેના આવું કહેવાથી બીજાઓને પણ મોકો મળી ગયો અને તેમાંથી દરેકે સ્વીકાર કર્યો કે, આ જ અકીદહ અને માન્યતાના કારણે હું કૌમથી અલગ થઈને અહીંયાં પહોંચ્યો છું.

હવે આ એક સમાન વિચાર ધરાવનાર જમાઅત (ગૃપ) એકબીજાના મિત્ર અને સહાયક બની ગયા અને તેમણે અલગ પોતાની એક ઈબાદતગાહ બનાવી લીધી, જેમાં ભેગા થઈને આ લોકો અલ્લાહ વહ્દહુ લા શરીક લહુની ઈબાદત કરવા લાગ્યા.

પરંતુ પહોંચતા-પહોંચતા તેની ખબર શહેરમાં ફેલાઈ ગઈ અને ચાડીખોર લોકોએ બાદશાહના કાનો સુધી તેની ખબર પહોંચાડી દીધી. બાદશાહે તે સૌને હાજર થવાનો હુકમ આપ્યો. આ લોકો દરબારમાં હાજર થયા તો બાદશાહે તેમને પોતાની માન્યતા અને અકીદહ વિશે પ્રશ્ન કર્યો. અલ્લાહપાકે તેમને હિંમત આપી. તેમણે કોઈ પણ પ્રકારના ડર અને ભય વિના પોતાનો તવહીદનો અકીદહ વર્ણન કરી દીધો અને પોતે બાદશાહને પણ તેના પ્રતિ આમંત્રણ આપ્યું. તેનું વર્ણન કુર્આને કરીમની આયતોમાં આ પ્રમાણે આવ્યું છે : **"વરબત્ના અલા કુલૂબિહિમ..."** *(૧૮:૧૪-૧૫)*

જ્યારે તે લોકોએ બાદશાહને નીડર થઈને ઈમાનની દઅવત આપી તો બાદશાહે તેનો ઈન્કાર કર્યો અને તેમને ડરાવ્યા-ધમકાવ્યા અને તેમના શરીર ઉપરથી તે ઉત્તમ પોશાક જે તે શાહજાદાઓએ ધારણ કર્યો હતો, તે પણ કઢાવી લીધો. જેથી આ લોકો પોતાના મામલામાં વિચાર કરે અને વિચાર કર્યા પછી અમુક દિવસની મહોલત એવું કહીને આપી કે, તમે નવયુવાન છો, હું તમને કતલ કરવામાં એટલા માટે ઉતાવળ નથી કરતો કે, જેથી તમને વિચાર કરવાનો મોકો મળે. હજુ પણ જો તમે પોતાની કૌમના ધર્મ અને સંપ્રદાય ઉપર પાછા આવી જાઓ છો તો તમે પોતાની હાલત ઉપર રહેશો, નહિતર તમને કતલ કરી નાંખવામાં આવશે.

અલ્લાહપાકની કૃપા અને તેનું ઈનામ પોતાના આ મુઅમિન બંદાઓ ઉપર એ હતું કે, આ જ મહોલતે તે લોકો માટે ભાગી છૂટવાનો માર્ગ ખોલી નાંખ્યો અને આ લોકો ત્યાંથી નાસી છૂટીને એક ગુફામાં સંતાઈ ગયા.

આગળ આયતમાં અલ્લાહપાકે અસ્હાબે કહફની ત્રણ પરિસ્થિતિઓ બતાવી છે અને ત્રણે આશ્ચર્યજનક છે. જે આ લોકોની કરામત સ્વરૂપે સામાન્ય પ્રકૃતિના નિયમ વિરૂદ્ધ હોવાને જાહેર થાય છે.

પ્રથમ તો લાંબા સમય સુધી સતત ઉંઘ છવાયેલી રહેવી અને તેમાં પણ ખાધા-પીધા વિના જીવંત રહેવું સૌથી મોટી કરામત અને પ્રકૃતિના નિયમો વિરૂદ્ધ છે. તેની વિગત આગલી આયતોમાં આવે છે. અત્રે તેમની લાંબી ઉંઘની

પરિસ્થિતિમાં તેમની એક હાલત તો એ બતાવી છે કે, અલ્લાહપાકે તેમને ગુફાની અંદર એ રીતે સુરક્ષિત રાખ્યા કે, સવાર-સાંજ તડકો તેમની નજીકથી પસાર થતો હતો, પરંતુ ગુફાની અંદર તેમના શરીર ઉપર પડતો ન હતો. પાસેથી પસાર થવો એ જીવન માટે જરૂરી અને લાભકારી હતો તથા હવા અને ઠંડી-ગરમી મધ્યમ કક્ષાની હતી અને તેમના શરીર ઉપર તડકો ન પડવાથી શરીર અને તેમના કપડાંઓનું રક્ષણ પણ થતું હતું.

તડકો તેમના ઉપર ન પડવાનું કારણ આ ગુફા કોઈ એવી ખાસ જગ્યાએ અને પરિસ્થિતિ ઉપર બનેલી હોઈ શકે છે કે, તેનું મુખ ઉત્તર અથવા દક્ષિણમાં એવી સ્થિતિ ઉપર હશે કે તડકો પ્રાકૃતિક રીતે તેમની ગુફાની અંદર તેમના ઉપર ન પડે. ઈબ્ને કુતયબહ (રહ.)એ ગુફાની આ ખાસ પરિસ્થિતિને નક્કી કરવા માટે ખગોળશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે આ સ્થળ પૃથ્વીથી ગુફાની ઉંચાઈ અને સૂર્યની ગતિને આધારે ગુફાના મુખનું સ્થાન નક્કી કર્યું છે. *(મઝહરી)* અને તેના મુકાબલામાં ઝજ્જાજે કહ્યું કે, તડકો તેમનાથી અલગ રહેવો કોઈ ખાસ પરિસ્થિતિ અથવા ખગોળશાસ્ત્રના સિદ્ધાંતો ઉપર ન હતો, બલ્કે તેમની કરામતથી એ પણ પ્રકૃતિના સામાન્ય સિદ્ધાંતોથી અલગ હતો અને આ આયતના અંતે જે આ ઈર્શાદ છે : **"ઝાલિક મિન આયાતિલ્લાહ"** તે પણ દેખીતી રીતે એ બાબતની દલીલ કરે છે કે, તડકાથી સુરક્ષિત રહેવાનો આ સામાન ગુફાના કોઈ ખાસ સ્થાન અને પરિસ્થિતિ ઉપર હોવાનું પરિણામ ન હતું, બલ્કે અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતની એક નિશાની હતી. *(કુર્તુબી)*

એ ચોખ્ખી વાત છે કે, અલ્લાહ તઆલાએ તેમના માટે એવો સામાન નક્કી કર્યો હતો કે, તડકો તેમના શરીર ઉપર ન પડે. ભલે આ સામાન ગુફાની ખાસ પરિસ્થિતિ અથવા સ્થાનના આધારે હોય અથવા વાદળ વગેરે તડકાના સમયે આવી જતું હોય અથવા સીધે-સીધા સૂર્યના કિરણો તેમનાથી પ્રકૃતિના સામાન્ય નિયમોથી વિરૂદ્ધ હટાવી દેવામાં આવતા હોય, આ બધી જ શક્યતાઓ છે. કોઈ એકને નક્કી કરવા ઉપર ભાર મૂકવાની કોઈ આવશ્યક્તા નથી.

## અસ્હાબે કહફ લાંબી ઉંઘના સમયગાળામાં એવી પરિસ્થિતિમાં હતા કે જોનારો તેમને જાગૃતાવસ્થામાં સમજે :

બીજી પરિસ્થિતિ એ બતાવી છે કે, અસ્હાબે કહફ ઉપર આટલા લાંબા સમયગાળાની ઉંઘ નાંખી દીધા છતાં તેમના શરીર ઉપર ઉંઘની કોઈ નિશાનીઓ ન હતી, બલ્કે એવી પરિસ્થિતિમાં હતા કે, તેમને જોનારા એવી અનુભૂતિ કરે કે, તે જાગી રહ્યા છે. સામાન્ય તફસીરકારોએ ફરમાવ્યું કે, તેમની આંખો ખુલ્લી હતી, શરીરમાં ઢીલાપણું જે ઉંઘના કારણે હોય છે તે ન હતું. શ્વાસોમાં પણ જે ફેરફાર સૂનારાઓમાં થઈ જાય છે, તે પણ ન હતો. દેખીતું એ છે કે, આ પરિસ્થિતિ પણ અસામાન્ય રીતે એક પ્રકારની કરામત જ હતી, જેમાં દેખીતી હિકમત તેમની સુરક્ષા કરવાની હતી કે, કોઈ તેમને સૂતેલા સમજીને તેમના ઉપર હુમલો ન કરે અથવા જે સામાન તેમની સાથે હતો તેને ચોરી ન લે અને સમયે-સમયે પાસાં બદલવાથી પણ જોનારાઓને તેઓ જાગતા હોય એવો વિચાર આવી શકે છે અને પાસાંઓ બદલવામાં એ લાભ પણ હતો કે, તેમના શરીર ઉપર એક બાજુએ સૂઈ રહેવાથી ભાઠાં ન પડી જાય.

## અસ્હાબે કહફનો કૂતરો :

અત્રે એક પ્રશ્ન પણ પેદા થાય છે. સહીહ હદીષમાં આવ્યું છે કે, જે ઘરમાં કૂતરો અથવા સજીવનું ચિત્ર હોય, ત્યાં ફરિશ્તા દાખલ નથી થતા. સહીહ બુખારીની એક હદીષમાં હઝરત ઉમર (રદી.)થી વર્ણન થયું છે કે, ''રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, જે વ્યક્તિ શિકારી કૂતરા અથવા જાનવરોના ચોકીદાર કૂતરાઓ સિવાયના કૂતરાઓ પાળે છે, તો દરરોજ તેના સવાબમાં બે 'કીરાત' (કીરાત એક વજનનું નાનું માપ છે) ઓછું થાય છે.'' અને હઝરત અબૂ હુરયરહ (રદી.)ની રિવાયતમાં એક ત્રીજા પ્રકારના કૂતરાને પણ બાકાત કરવામાં આવ્યો છે. એટલે કે જે ખેતીની ચોકીદારી માટે પાળવામાં આવે છે.

આ હદીષની રિવાયતોની બીનાએ એ પ્રશ્ન પેદા થાય છે કે, આ બુઝુર્ગ અલ્લાહવાળાઓએ કૂતરાને સાથે કેમ લીધો ? તેનો એક જવાબ એ હોઈ

શકે છે કે, આ હુકમ એટલે કે કૂતરો પાળવાની મનાઈ શરીઅતે મુહમ્મદી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો હુકમ છે, શક્ય છે કે, હઝરત ઈસા (અલયહિસ્સલામ)ના દીનમાં તેની મનાઈ ન પણ હોય. બીજી એ પણ અનુમાન આધારે ધારણા બાંધી શકાય છે કે, આ લોકો ખેતી અને પશુપાલનવાળા હતા અને તેમની સુરક્ષા માટે તેઓએ કૂતરો પાળ્યો હોય અને જે રીતે કૂતરો વફાદારી માટે મશ્હૂર છે, આ લોકો જ્યારે શહેરથી નીકળ્યા હોય તો તે પણ સાથે થઈ ગયો હોય.

## નેક સોહબત (સથવારા)ની બરકતો કે તેનાથી કૂતરાનું પણ સન્માન વધારી દીધું :

ઈબ્ને અતિય્યહ (રહમતુલ્લાહ અલયહ) ફરમાવે છે કે, મારા વાલિદ સાહબે બતાવ્યું કે, હું અબૂલ ફઝલ જોહરી (રહમતુલ્લાહ અલયહ)ની એક વઅઝ સન હિજરી ૪૬૯માં મિસ્રની જામેઅ્ મસ્જિદની અંદર સાંભળી રહ્યો હતો, તેઓ મિમ્બર ઉપર ઉભા રહી ફરમાવતા હતા કે, જે વ્યક્તિ નેક લોકો સાથે સોહબત કરે છે, તેમની નેકીનો હિસ્સો તેમને પણ મળે છે. જેમકે અસ્હાબે કહફના કૂતરાએ તેમની સાથે મહોબ્બત કરી અને તેમની સાથે લાગી ગયો, તો અલ્લાહપાકે કુર્આને કરીમમાં તેનું વર્ણન કર્યું.

કુર્તુબીએ પોતાની તફસીરમાં ઈબ્ને અતિય્યહની રિવાયત નકલ કર્યા પછી ફરમાવ્યું છે કે, જ્યારે એક કૂતરો નેક અને વલીઓની સોહબતથી આવું સ્થાન પામી શકે છે, તો તમે કલ્પના કરો કે, જે મુઅમિનો મુવહ્હિદીન, અવલિયા અલ્લાહ અને સાલિહીન સાથે મહોબ્બત રાખે છે તેમનું સ્થાન કેટલું ઉંચું હશે ? બલ્કે આ ઘટનામાં તે મુસલમાનો માટે સાંત્વના અને ખુશખબરી છે, જેઓ પોતાના અમલોમાં થોડી ઘણી ઉણપ રાખે છે, પરંતુ રસૂલે કરીમ (સલ.) સાથે સંપૂર્ણ મહોબ્બત રાખે છે.

## અસ્હાબે કહફને અલ્લાહપાકે એવો રૂઆબ અને જલાલ અર્પણ કર્યો હતો કે, જોનાર ભયનો માર્યો નાસી જાય :

**"લવિત્તલઅ્ત અલયહિમ"** દેખીતું એ છે કે, તેમાં સંબોધન સામાન્ય

લોકોને જ છે, એટલા માટે તેનાથી એ જરૂરી નથી કે, અસ્હાબે કહફનો રૂઆબ રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઉપર પણ છવાઈ શકતો હતો. આ સામાન્ય શ્રોતાઓને ફરમાવવામાં આવ્યું છે કે, જો તમે તેમને ઝાંકીને જુઓ તો ભયના માર્યા (હેબત ખાઈને) નાસી છૂટો અને તેમનો રૂઆબ તથા ધાક તમારા ઉપર છવાઈ જાય.

આ રૂઆબ અને ધાક કઈ બીના અને ક્યા કારણોના લઈને હતી તેમાં બહસ અને ચર્ચા કરવી વ્યર્થ છે અને એટલા માટે કુર્આન અને હદીષે તેનું વર્ણન કર્યું નથી. હકીકત એ જ છે કે, અલ્લાહ તઆલાએ તેમની હિફાઝત માટે એવી પરિસ્થિતિઓ ઉત્પન્ન કરી દીધી હતી કે, તેમના શરીર ઉપર તડકો ન પડે અને જોનારને તેઓ જાગૃતાવસ્થામાં હોય એવું લાગે તથા જોનારાઓ ઉપર તેમની ધાક છવાઈ જાય કે તેમને સારી રીતે જોઈ પણ ન શકે. આ પરિસ્થિતિ ખાસ સ્વભાવગત કારણોના લીધે પણ હોવું શક્ય છે અને પ્રકૃતિ વિરૂદ્ધ કરામત સ્વરૂપે હોવું પણ. જ્યારે કે કુર્આન અને હદીષે તેનું કોઈ ખાસ કારણ નક્કી નથી કર્યું તો માત્ર અનુમાન અને કલ્પના કરી, તર્ક લગાવી તેમાં ચર્ચા અને બહસ કરવી બેકાર છે. તફસીરે મઝહરીમાં આ જ બાબતને અગ્રિમતા આપવામાં આવી છે અને તેના સમર્થનમાં ઈબ્ને અબી શયબા, ઈબ્નુલ મુંઝિર, ઈબ્ને અબી હાતિમની સનદથી હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)ની આ ઘટના નકલ કરવામાં આવી છે કે, ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે, "અમે રોમના મુકાબલામાં હઝરત મુઆવિયા (રદી.)ના સંગાથે જિહાદ કર્યો કે, જે ગઝ્વતુલ મઝીકના નામથી મશહૂર છે, આ મુસાફરીમાં અમે એક ગુફા ઉપરથી પસાર થયા, જેમાં અસ્હાબે કહફ છે. હઝરત મુઆવિયા (રદી.)એ ઈરાદો કર્યો કે, અસ્હાબે કહફની તહકીક કરીએ અને તેમને પ્રત્યક્ષ જોવા માટે ગુફામાં જઈએ. ઈબ્ને અબ્બાસ (રદી.)એ મનાઈ કરી અને કહ્યું કે, અલ્લાહ તઆલાએ તમારાથી મોટી અને મહાન હસ્તી (એટલે કે રસૂલે કરીમ સલ.)ને તેમના પ્રત્યક્ષ દર્શન કરવાથી મનાઈ કરી દીધી છે અને આ જ આયત પઢી : **"લવિત્તલઅ્ત અલયહિમ"** (તેનાથી

જાણ થઈ કે, હઝરત ઈબ્ને અબ્બાસ રદી.ના મતે **"લવિત્તઅ્‌ત"**નું સંબોધન રસૂલે કરીમ સલ. માટે હતું), પરંતુ હઝરત મુઆવિયા (રદી.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)ની સલાહનો સ્વીકાર ન કર્યો (કદાચ કારણ એ હતું કે, તેમણે આયતનું સંબોધન રસૂલે કરીમ સલ.ના બદલે સામાન્ય લોકોને હોવાનું ઠરાવ્યું હશે અથવા એ કે આ હાલત કુર્આને તે સમયે વર્ણન કરી છે, જે સમયે અસ્હાબે કહફ જીવતા હતા અને સૂઈ રહ્યા હતા અને હવે તેમની વફાતને લાંબો સમય પસાર થઈ ચૂક્યો છે, માટે જરૂરી નથી કે હજુ પણ તે જ રૂઆબ અને હેબતનું સ્વરૂપ મૌજૂદ રહ્યું હોય. ખૈર,) હઝરત મુઆવિયા (રદી.)એ ઈબ્ને અબ્બાસ (રદી.)ની વાત કબૂલ ન કરી અને અમુક લોકોને તહકીક તથા પ્રત્યક્ષ જોવા માટે ત્યાં મોકલી આપ્યા. જ્યારે આ લોકો ગુફામાં દાખલ થયા તો અલ્લાહ તઆલાએ તેમના ઉપર ઘણી સખત ગરમ હવા મોકલી આપી, જેના કારણે તેઓ કંઈ જ જોઈ ન શક્યા. *(મઝહરી)*

ખુલાસો એ છે કે, જે પ્રમાણે તેમની લાંબી નિંદ્રા અલ્લાહપાકની કુદરતની એક નિશાની હતી, એ જ પ્રમાણે સેંકડો વર્ષો પછી વિના ખાધે-પીધે તંદુરસ્ત અને શક્તિશાળી જાગૃત થઈને બેઠા થવું પણ અલ્લાહપાકની સંપૂર્ણ કુદરતની નિશાની હતી. કુદરતને એ જ મંજૂર હતું કે, આ હકીકત તેમના ઉપર પણ જાહેર થઈ જાય એ કારણે સેંકડો વર્ષો સૂતા રહ્યા, તો તેની શરૂઆત પરસ્પર સવાલ-જવાબથી થઈ અને વાતની પૂર્ણતા એવી ઘટનાથી થઈ, જેનું વર્ણન આગલી આયતમાં **"વકઝાલિક અઅ્‌ષરના"**માં આવે છે કે, શહેરના લોકો સામે તેમનું રહસ્ય ખુલી ગયું અને મુદ્દત નક્કી કરવામાં મતભેદ હોવા છતાં લાંબા સમય સુધી ગુફામાં સૂતા રહેવાનો સૌને વિશ્વાસ થઈ ગયો.

**"વકઝાલિક અઅ્‌ષરના અલયહિમ"** આ આયતમાં અસ્હાબે કહફનું રહસ્ય મક્કાવાળાઓ ઉપર જાહેર થઈ જવું અને તેમની હિકમત અને આખિરતનો અકીદહ તથા કયામત કે બધા જ મુરદાઓને કયામતમાં સજીવ કરવામાં આવશે તેના ઉપર ઈમાન અને શ્રદ્ધા પ્રાપ્ત થવાનું વર્ણન કરવામાં આવ્યું છે. તફસીરે કુર્તુબીમાં તેનો ટૂંકો કિસ્સો આ પ્રમાણે વર્ણન થયો છે.

# બે બાગવાળાઓનો કિસ્સો

## આજ્ઞાંકિત અને નાફરમાન વચ્ચે ફર્ક :

અને આપ એ લોકોને બે માણસોનો હાલ બતાવો કે તે બન્નેમાંથી એકને માટે અમે દ્રાક્ષના બે બગીચા બનાવી દીધા તથા તે બન્ને (બગીચા)ને ખજૂરીઓ વડે ઘેરી લીધા હતા અને તે બન્નેની વચ્ચે ખેતી પણ રાખી હતી. (૩૨) (અને) બન્ને બગીચા પોતાના પૂરતાં ફળો આપતા હતા અને કોઈના ફળમાં જરાયે કમી રહેતી ન હતી અને તે બન્નેની વચ્ચે અમે નહેર વહેતી કરી હતી. (૩૩) અને તેને ફળ મળ્યું, તે પછી (એક વાર) પોતાના સાથી જોડે આમતેમની વાતો કરતાં કહેવા લાગ્યો : હું તારા કરતાં માલ (દૌલત)માં વધારે છું અને જથ્થાની રૂએ પણ વધુ માનવંત છું. (૩૪) અને તે પોતાના ઉપર જુલ્મ (કુફ્ર) કરવાની હાલતમાં (પોતાના) સાથીને લઈ પોતાના બગીચામાં પહોંચ્યો (અને) કહેવા લાગ્યો કે આ બગીચો કદી પણ બરબાદ થાય એમ હું ધારતો નથી. (૩૫) વળી, હું એ પણ ધારતો નથી કે કિયામત આવનાર છે અને જો હું મારા પરવરદિગારની પાસે પહોંચાડવામાં આવીશ તો ત્યાં એનાથી ઉત્તમ જગ્યા મેળવીશ. (૩૬) (આ સાંભળી) તેના સાથીએ તેની સાથે વાતો કરતાં કહ્યું કે, શું તું તે ઝાતની સાથે કુફ્ર કરે છે ? જેણે તને માટીથી પેદા કર્યો, પછી વીર્યના ટીપાંથી, પછી તને પૂરો મરદ બનાવી દીધો ! (૩૭) (તું ચાહે તેમ કર); પરંતુ હું તો એમ જ કહું છું કે, તે જ અલ્લાહ તઆલા મારો પરવરદિગાર છે અને હું કોઈને પણ મારા પરવરદિગારનો શરીક માનતો નથી. (૩૮) અને જ્યારે તું પોતાના બાગમાં આવ્યો ત્યારે તેં એમ કેમ ન કહ્યું કે અલ્લાહપાક જે ચાહે તે થાય છે. અલ્લાહપાક(ની મદદ) વિના (કોઈમાં) કંઈ જ શક્તિ નથી. અગર તું મને જુએ છે કે તારા કરતાં હું માલ તથા અવલાદમાં ઓછો છું (૩૯) તો મને આશા છે કે, મારો પરવરદિગાર (ટૂંક સમયમાં) મને તારા બગીચા કરતાં બેહતર આપી દે અને આ (તારા બગીચા) ઉપર આકાશથી

કોઈ આફત મોકલી આપે, જેથી તે બગીચો અચાનક ઉજ્જડ મેદાન થઈને રહી જાય (૪૦) અથવા તે (નહેર)નું પાણી છેક ઉંડું (જમીનમાં) ઉતરી જાય. ફરી તું તે(ને કાઢવા)ની કોશિશ પણ કરી શકે નહિ. (૪૧) અને (તે પછી એવું બન્યું કે) તેના ફળો (આફતથી) ઘેરાઈ ગયા. પછી તેણે તે બગીચા પર જે કંઈ ખર્ચ કર્યો હતો તેના ઉપર હાથ મસળતો રહી ગયો અને તે બગીચો પોતાની ટટ્ટીઓ પર પડેલો હતો અને તે કહેતો હતો કે, કાશ ! મેં જો કોઈને મારા પરવરદિગારનો શરીક બનાવ્યો ન હોત તો કેવું સારૂં થાત ! (૪૨) અને તેની પાસે કોઈ એવી મંડળી ન થઈ જે અલ્લાહપાકના સિવાય તેની મદદ કરે અને એમ પણ ન થયું કે, પોતે જ બદલો લઈ શકે. (૪૩) એવા મોકા પર સાચા અલ્લાહપાકનો સૌ અધિકાર છે. તેનું જ ઈનામ બેહતર ને તેનો જ આપેલો બદલો સારો છે. (૪૪)

**મુઅમિન-કાફિરનો દાખલો** : આ કિસ્સો તે બે વ્યક્તિઓ દરમ્યાન સંવાદનો છે, જેમાં એક મુઅમિન છે, જે અલ્લાહપાક ઉપર ઈમાન લાવી હિસાબ-કિતાબના દિવસ ઉપર સંપૂર્ણ યકીન ધરાવે છે. અને માલદૌલતને અલ્લાહપાક તરફથી પરિક્ષા-કસોટી સમજી તકબ્બુર-ઘમંડ કરતો નથી. બીજો દુન્યવી જીવનને જ હકીકી (વાસ્તવિક) જીવન સમજે છે. મૃત્યુ બાદના હિસાબનો ઈન્કાર કરે છે. માલદૌલત મળવાને પોતાની સફળતા સમજે છે. પહેલાનું પરિણામ સારૂ આવ્યુ અને બીજાએ અફસોસ અને શરમીંદગી ઉઠાવવી પડી.

અત્રે ધનવાન કાફિરો અને કંગાલ મુઅમિનના ઉદાહરણથી દુનિયાના વિનાશ, કુફ્ર અને ગર્વના બૂરા પરિણામ તેમજ ઈમાન અને તકવાના મકબૂલ હોવા પર ચેતવણી આપી. મતલબ કે તેમણે બગીચાઓની આજુબાજુ ખજૂરીઓની વાડ અને મધ્ય ભાગમાં ખેતી માટે જમીન રાખી કે અનાજ તથા મેવા સઘળું તૈયાર મળે.

સામાન્ય રીતે સૌ ઝાડ એકસરખાં ફળતાં નથી. કદી કોઈ ઝાડમાં તો કદી આખા બગીચામાં ફળ ઓછા આવે છે, પરંતુ તેના બગીચામાં સદા સરખાં ફળ આવતાં હતાં. વળી, વચમાં એવી ઢબથી નહેર વહેતી હતી કે

સુંદર દેખાવથી મજા આપે અને વરસાદની પણ જરૂર ન રહે.

એટલે બગીચા પર તેણે જે કંઇ ખર્ચ કર્યો તેનું અથવા જે ધંધો કર્યો હતો તેનું ફળ સારું મળ્યું અને દરેક પ્રકારના ઐશ-આરામના પૂરતાં સાધનો થઇ ગયા. નિકાહ કર્યા તો તેનું પણ સારું ફળ મળ્યું એટલે ઘણી અવલાદ થઇ. વળી, નોકર-ચાકર પણ રાખ્યા, તે ઉપરથી ઈતરાઈને પોતાના સાથીને કહેવા લાગ્યો કે દૌલત તથા માનવ જથ્થામાં હું તારા કરતાં ઘણો જ અધિક છું. જો હું ખોટા ધર્મ પર હોત તો આવો ઐશ-આરામ કેવી રીતે ભોગવી શકત ! આ વાત તેણે તે વખતે કરી જ્યારે તેનો પાકો ઈમાનવાળો ગરીબ સાથી શિર્કને બાતિલ ઠેરવી તેને શિર્કથી તૌબા કરવા શિખામણ આપતો હશે. જવાબનો સાર એ છે કે તારા જેવા કંગાલના સત્ય ધર્મ પર હોવાની મને ખાતરી થતી નથી.

મતલબ કે તે શિર્કમાં સપડાયેલો હોઈ ગર્વના નશામાં અન્યોને તુચ્છ ગણતો હતો. અલ્લાહ તઆલાની કુદરત અને તેની મોટાઈ પ્રત્યે લક્ષ ન હતું. પરિણામ શું આવનાર છે ? તેનું પણ ભાન ન હતું. બસ, આ બગીચા જ તેની જન્નત હતી, જેને સદા તેવા જ ફલ્યા ફૂલ્યા રહેવાનું ધારતો હતો.

એટલે અત્યારે તો ઐશ-આરામમાં છું. વળી, મેં એવા બંદોબસ્ત કર્યા છે કે જિંદગીપર્યંત આ બગીચા વેરાન થવાનો લેશમાત્ર ડર નથી. બાકી મરણ પછીનો મામલો રહ્યો તો હાડકાંનો ચૂરો થઈ જવા પછી ફરી સજીવન થઈ અલ્લાહની સામે હાજરી આપવા બાબત મને ખાતરી થતી નથી અને કદાચ એવું થાય તો ત્યાં પણ મને અહીંથી વધુ જ મળશે. જો અલ્લાહને અમારું વર્તન પસદં ન હોત તો દુનિયામાં ઐશ-આરામ ન આપત. જાણે કાફિરોએ અત્રેના ઐશ-આરામને ત્યાંની સુખ-શાંતિની નિશાની ઠેરવી છે, પરંતુ તેઓની ધારણા સાવ ખોટી છે. એમ થઈ શકતું જ નથી.

મનુષ્ય અસલ માટી છે. હઝરત આદમ (અલૈ.) તેઓથી જ બન્યા. બીજાઓની પેદાઈશ વીર્યથી છે જે માટીમાંથી થયેલા પાકના તત્વોથી

ઉત્પન્ન થાય છે. તો જે અલ્લાહ તઆલા એવી રીતે તને વીર્યથી પૂરો મરદ બનાવી શક્યો, તે શું ફરી સજીવન કરી શકતો નથી ? અથવા પોતાની આપેલી નેઅમતો ખૂંચવી શકતો નથી ?

ધન-દૌલત વગેરે અલ્લાહપાકની આપેલી નેઅમત પર ઈતરાવાથી અને કુફ્રની વાતો બકવાથી આફત આવે છે. માટે તેને એમ કહેવું ઘટતું હતું કે અલ્લાહને જે કંઇ મંજૂર હોય છે તે જ થાય છે અને અલ્લાહની મદદ સિવાય કોઈમાં કંઇ જ શક્તિ નથી. અગર તે ચાહે તો પળવારમાં સઘળું ખૂંચવી લે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે જ્યારે માણસને પોતાના ઘરબાર વગેરેમાં બેહતર હાલત જણાય તો આ શબ્દો કહે : **માશા અલ્લાહુ લા હવ્લ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહ** તો તે સર્વે આફતોથી સલામત રહેશે.

તારા ગર્વની શિક્ષા માટે કુદરતી કોપ તરીકે આકાશથી કોઈ આફત આવી બગીચાનો નાશ કરી નાખે અને નહેરનું પાણી પણ છેક ઊંડું જમીનમાં ઉતરી સૂકાઇ જાય કે ફરીથી તેને લાવી પણ ન શકે.

આખરે તેના બગીચા પર તેવું જ થયું જેવું કે પેલા નેક માણસના મોઢેથી નીકળ્યું હતું. એટલે આકાશથી એક આગ આવી તો સઘળું બળીને ઢગલો વળી ગયો, પાણી પણ સૂકાઇ ગયું. તેણે પૂંજી વધારવા માલ ખર્ચ કર્યો હતો, પણ હલટો અસલ મૂડી પણ ગુમાવી બેઠો ત્યારે પસ્તાવો કરવા લાગ્યો પણ પછી પસ્તાવાથી શું ફાયદો ? વળી, આ પસ્તાવો પણ અલ્લાહ તઆલાના ડરથી નહિ, બલકે માત્ર દુન્યવી નુકસાન ઉપર હતો.

એટલે તેનો જથ્થો કે અવલાદ તથા તેના જૂઠા મઅબૂદો કોઈ જ કંઈ કામ ન લાગ્યું. તેમજ તેના અંદર પણ એટલી શક્તિ ન હતી કે ખુદાઈ અઝાબને અટકાવે અથવા બદલો લે.

જેના જે અમલનો જે કંઈ બદલો આપે તે વાજબી જ છે. દુનિયા તેમજ આખિરતમાં સર્વ અધિકાર અલ્લાહનો જ છે. તેના ફેંસલામાં દખલ કરવા કોઈ શકિતમાન નથી.

## દુન્યવી ઝિંદગીની હકીકત ઉદાહરણ સાથે :

અને (હે નબી સલ. !) તે લોકોને દુનિયાની ઝિંદગીની હાલત વર્ણવી દો કે તે એવી છે, જાણે અમે આકાશથી પાણી વરસાવ્યું. ફરી તેના વડે જમીનની લીલોતરી ખૂબ નીકળી. પછી તે (સૂકાઈને) ચૂરેચૂરા થઈ ગઈ કે જેને હવા ઉડાવતી ફરે અને અલ્લાહપાક દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબૂ ધરાવે છે. (૪૫) માલ તથા અવલાદ દુન્યવી જીવનની શોભા છે અને બાકી રહેનાર નેકીઓ આપના પરવરદિગારની નજીક બદલાની રૂએ બહુ બેહતર તેમજ આશાની રૂએ પણ ઘણી જ બેહતર છે. (૪૬) (તે વખત યાદ કરો) જે દિવસે અમે પર્વતોને (તેની જગ્યાએથી) હઠાવી (ઉડાવી) દઈશું અને આપ પૃથ્વીને સપાટ મેદાન જોશો અને અમે તેઓ સૌને (કબરોથી ઉઠાવી) એકઠા કરીશું. ફરી તેઓમાંથી એકને પણ છોડીશું નહિ. (૪૭) અને તે સઘળા આપના પરવરદિગારની રૂબરૂ હારબંધ હાજર કરવામાં આવશે. (પછી કહેવામાં આવશે કે) જુઓ, આખરે તમો અમારી પાસે આવી પહોંચ્યા, જેવી રીતે કે અમે તમને પહેલી વાર (દુનિયામાં) પેદા કર્યા હતા, પણ તમે તો એવું સમજતા હતા કે, તમારા માટે અમે કોઈ વાયદો કરેલો વખત લાવીશું નહિ. (૪૮) અને હિસાબની બુક (ખુલ્લી) મૂકવામાં આવશે ત્યારે આપ ગુનેહગારોને જોશો કે તેમાં જે કંઈ (લખાયેલું) હશે, તેનાથી તેઓ ડરતા હશે અને તેઓ કહેતા હશે કે, હાય અમારી કમબખ્તી ! આ કર્મપોથીની અજબ હાલત છે કે, એણે ન કોઈ નાની વાત છોડી, ન મોટી વાત (છોડી); પરંતુ સૌને લખી રાખી છે અને તેઓએ જે કંઈ (દુનિયામાં) કર્યું હશે, તે સઘળું (નોંધ થયેલું) સામે જોશે અને આપનો પરવરદિગાર કોઈના ઉપર જુલ્મ કરશે નહિં. (૪૯)

એટલે જે પ્રમાણે વરસાદ પડી ખેતી ઉગે છે. ફરી તેની મોસમ આવે છે અને પછી સૂકાઈ જતાં કાપી નાખવામાં આવે છે, પછી તે ભૂકો થઈ જતાં હવામાં ઉડાવવામાં આવે છે તો તેનું નામનિશાન પણ રહેતું નથી. એ જ પ્રમાણે દુનિયાનો હાલ છે કે આજે બલિહારી છે, પણ કાલે કિયામત આવતાં સૌ ફના થઈ જશે અને એનું નામનિશાન પણ રહેશે નહિ. વળી, એ જ હાલ

દુન્યવી જિંદગીનો પણ છે કે હમણાં બાળક છે, ફરી જુવાન, પછી વૃદ્ધ થઈ મરી જાય છે. ફરી કેટલીક મુદ્દત પછી આ શરીર ધૂળમાં મળી જાય છે. એ સૌ અલ્લાહ તઆલાની કુદરતથી થાય છે. તો તે ચાહે ત્યારે પોતાની કુદરતથી પાછા સજીવન કરી દેશે.

મતલબ કે મરણ પછી ધનદૌલત કે અવલાદ વગેરે કંઈ જ કામ લાગતું નથી. માત્ર એવી નેકીઓ જ કામ લાગે છે, જેની અસર અથવા સવાબ ભવિષ્યમાં બાકી રહેનાર હોય. બાકી રહેનાર નેકીઓ આ છે કે દીનનો ઈલ્મ શીખવી જાય જે ચાલુ રહે અથવા બુરી રસમને નાબૂદ કરી સુન્નત મુજબ અમલ ચાલુ કરી જાય અથવા મસ્જિદ, કૂવા, મુસાફિરખાના, બગીચા, ખેતરો, વગેરે વકફ કરી જાય. અવલાદને સુધારી નેક બનાવી મૂકી જાય. યાદ રાખો કે નેક અમલો તથા નેક વાતો જેમનો ફાયદો સદા રહેશે, તે અલ્લાહ તઆલાની નજીક માલ અને અવલાદથી બેહતર છે. તેનો સવાબ સદા મળતો રહે છે. દુનિયામાં જેવી નિય્યતથી કામ કરશે તેવો જ સવાબ આખિરતમાં મળશે. દુનિયાની વિનાશી દૌલત પર લાંબી લાંબી આશાઓ રાખવી મૂર્ખાઈ જ છે.

કિયામત આવશે ત્યારે પર્વત જેવી વસ્તુને પણ તોડી તેની જગ્યાએથી હટાવી દેવામાં આવશે. પછી તેના ભારે ટુકડાઓનો એવો ચૂરો કરી નાખવામાં આવશે કે તે ચૂરો પીંજેલા રૂનની માફક ઉડતો ફરશે. તે વખતે પૃથ્વી તદન સપાટ અને ખુલ્લું મેદાન બની જશે અને સૌને અલ્લાહપાકની રૂબરૂ હાજર કરવામાં આવશે. કોઈ પણ ગેરહાજર રહી શકશે નહિ.

કિયામતનો ઈનકાર કરનારા કાફિરોને ધમકી તરીકે અલ્લાહ તઆલા એવું ફરમાવશે કે તમે કિયામતને જૂઠાડતા હતા. છતાં આજે પોતાનો જથ્થો તથા સઘળો માલ-સામાન છોડી દઈ નગ્ન હાલતમાં કેવી રીતે આવ્યા ? પહેલી વખત દુનિયામાં સૌ પેદા થાય છે તેવા જ કિયામતમાં પણ નગ્ન, ખુલ્લા માથે, ઉઘાડા પગે અને ખત્ના થયા વગરના ઉઠશે, બલકે શરીરમાં કોઈ જખમ કે નુકસાન પણ બાકી રહેશે નહિ.

પરવરદિગાર જે કંઇ કરે તે અન્યાય છે જ નહિ, કારણ કે સૌ તેની જ મિલકત છે, પરંતુ જાહેરમાં જે વાત અન્યાય જણાય તે પણ કરતો નથી. ગુનાહ વિના દોઝખમાં નાખતો નથી અને નેકીઓને અકારત કરતો નથી. જો કોઈ કહે કે ગુનાહમાં અમારો શું અધિકાર છે. તો વાત એમ નથી, પોતાના જ દિલને પૂછી લે. જ્યારે ગુનાહ તરફ દોડે છે તો પોતાના જ ઈરાદાથી દોડે છે. હવે જો કોઈ કહે કે ઈરાદો પણ અલ્લાહ તઆલાએ જ આપ્યો છે તો એનો જવાબ એ છે કે ઈરાદો બન્ને તરફ થઈ શકે છે. છતાં જો કોઈ એમ કહે કે એક તરફનો ઈરાદો પણ અલ્લાહે જ કરી દીધો, તો આ વાત બંદાની જાણ બહાર છે. બંદાની સાથે તેની જાણ અને સમજ મુજબ મામલો છે. માણસની સાથે અગર કોઈ બુરાઈ કરે તો તે પણ તેને પકડશે. એમ કહેશે નહિ કે એનો શું વાંક ? એ તો અલ્લાહ તઆલાએ જ કરાવ્યું. એ જ પ્રમાણે દરેક બાબતમાં ઈન્સાફથી વર્તી એવું માનવું જોઈએ કે માણસ પોતાના ઈરાદાથી જે ગુનોહ કરશે તેની અલ્લાહ તઆલાને ત્યાં પકડ થશે.

ઈબ્લીસ જિન્નાતમાંથી હતો. ઈબાદતમાં આગળ વધતાં ફરિશ્તાઓમાં શામિલ થઈ ગયો હતો, તેથી જ તેઓની સાથે તેને પણ સિજદાનો હુકમ થયો, પણ મૂળ સ્વભાવને લઈ અહંકારથી હઝ. આદમ (અલૈ.)ની સામે ઝૂકતાં નાનમ લાગી તો નાફરમાની કરી, છતાં આજે હઝ. આદમ (અલૈ.)ની અવલાદ પોતાના પરવરદિગારને બદલે તે જ મૂળ શત્રુ અને તેના વંશજો તથા તેના ચેલાઓને પોતાના મિત્ર, શુભેચ્છક અને સહાયક બનાવે છે ! અત્રે એ કિસ્સાથી ચેતવણી આપી કે દુનિયા પર મોહિત થઈ આખિરતને ભૂલી જવું એ શયતાની ધોકાથી છે. તે દોસ્તીના રૂપમાં મૂળ દુશ્મનીનું વેર વાળવા ચાહે છે. માટે એવા કટ્ટર શત્રુથી સાવધ રહેવું જોઈએ. જે લોકો દુન્યવી ધનદૌલત કે માનમોભાથી ગર્વિષ્ઠ બની નિર્ધનો, નિર્બળોને તુચ્છ સમજે છે અને પોતે અકડે છે તેઓ મોટાઇ અને અભિમાનમાં મરદૂદ શૈતાનનું જ અનુકરણ કરે છે. તો એવા અન્યાયી પાપીઓને બુરી શિક્ષા મળશે.



# હઝ. મૂસા અને હઝ. ખિઝર (અલૈ.)નો કિસ્સો

**અલ્લાહપાકની વ્યવસ્થાના અનોખા દાખલા-તકદીરના અકીદાને પાકો કરવો :**

**"સૂરએ કહફ"**માં વર્ણન છે : અને (તે વખતને યાદ કરો) જ્યારે મૂસા (અલૈ.)એ પોતાના સેવકને કહ્યું કે, હું (આ મુસાફરીમાં) પાછો નહિ હટું. એટલા સુધી કે બે સમુદ્ર મળે છે ત્યાં પહોંચી ન જાઉં અથવા એમ જ લાંબા સમય સુધી ચાલતો રહીશ. (૬૦) ફરી જ્યારે તેઓ બન્ને સમુદ્રના મેળાપની જગ્યાએ પહોંચ્યા તો તેઓ પોતાની માછલીને ભૂલી ગયા અને માછલીએ સુરંગ બનાવી સમુદ્રમાં પોતાનો રસ્તો લીધો. (૬૧) પછી જ્યારે બન્ને આગળ વધ્યા ત્યારે મૂસા (અલૈ.)એ પોતાના સેવકને કહ્યું કે, આપણું ભાથુ લાવ; આપણને (આજની) આ મુસાફરીમાં બહુ થાક લાગ્યો છે. (૬૨) સેવકે કહ્યું : લો જુઓ ! (અજબ વાત થઈ) જ્યારે આપણે તે પથ્થર પાસે થોભ્યા હતા ત્યારે હું માછલીને ભૂલી ગયો અને શયતાને જ મને તેનું વર્ણન કરવું ભૂલાવી દીધું અને તેણે તો સમુદ્રમાં અજબ રીતે પોતાનો માર્ગ બનાવ્યો. (૬૩) મૂસા (અલૈ.)એ કહ્યું : એ જ તો તે (જગ્યા) છે, જેને આપણે શોધીએ છીએ. ફરી પોતાના પગલાં ઓળખતા પાછા ફર્યા. (૬૪) ફરી (ત્યાં પહોંચી) તેમને અમારા બંદાઓમાંનો એક બંદો મળ્યો, જેને અમે પોતાની પાસેથી રહમત આપી હતી અને તેને અમે પોતાની પાસેથી એક ખાસ રીતનું ઈલ્મ શીખવ્યું હતું. (૬૫) મૂસા (અલૈ.)એ તેમને (સલામ કરી) કહ્યું : શું હું આપની સાથે એ શરતે રહી શકું છું કે, જે કંઈ લાભદાયક જ્ઞાન (અલ્લાહપાક તરફથી) આપને શીખવવામાં આવ્યું છે, તેમાંથી કંઈક મને પણ શીખવી દો ? (૬૬) ખિઝર (અલૈ.)એ કહ્યું: આપ મારી સાથે (રહી) ધીરજ રાખી શકશો નહિ. (૬૭) અને જે વસ્તુનું સમજવું આપના કાબૂમાં નથી તેને જોઈ આપ કેવી રીતે ધીરજ રાખી શકશો ? (૬૮) મૂસા (અલૈ.)એ કહ્યું કે, અગર અલ્લાહપાકે ચાહ્યું તો આપ મને ધીરજ રાખનાર જોશો અને હું આપના કોઈ હુકમને ટાળીશ નહિં. (૬૯)

ખિઝર (અલૈ.)એ કહ્યું : જો આપ મારી સાથે રહેવા ચાહો છો તો મારાથી કોઈ વસ્તુ વિશે પૂછશો નહિ, જ્યાં સુધી કે હું પોતે જ તે વિશે તમારી આગળ વર્ણન શરૂ ન કરૂં. (૭૦) ફરી બન્ને (એક તરફ) ચાલ્યા, એટલે સુધી કે જ્યારે બન્ને હોડીમાં સવાર થયા તો ખિઝર (અલૈ.)એ તેમાં કાણું પાડી દીધું. મૂસા (અલૈ.)એ કહ્યું : શું આપે એના સવારોને ડૂબાવવા માટે એમાં કાણું પાડ્યું ? ખરેખર, આ તો આપે એક ગંભીર કામ કરી નાખ્યું. (૭૧) ખિઝર (અલૈ.)એ કહ્યું : શું મેં તમને કહ્યું ન હતું કે, તમે મારી સાથે ધીરજ રાખી નહિ શકો ? (૭૨) મૂસા (અલૈ.)એ કહ્યું કે, મારી (ભૂલ થઈ). ભૂલ પર મને પકડો નહિ અને મારા આ મામલામાં મારા ઉપર મુશ્કેલી નાંખો નહિ. (૭૩) ફરી બન્ને (આગળ) ચાલ્યા, એટલે સુધી કે (રસ્તામાં) એક છોકરો મળ્યો, તો ખિઝર (અલૈ.)એ તેને મારી નાખ્યો. મૂસા (અલૈ.) (ગભરાઈને) બોલી ઉઠ્યા કે આપે એક નિર્દોષ જાનને કોઈપણ જીવના બદલા વિના જ મારી નાખ્યો ? બેશક, આપે એક બહુ ગેરવાજબી કામ કરી નાખ્યું. (૭૪) તેમણે (ખિઝર અલૈ.એ) કહ્યું : મેં તમને કહ્યું ન હતું કે, આપ મારી સાથે થોભી નહિ શકો ? (૭૫) મૂસા (અલૈ.)એ કહ્યું : (આટલી વખત જવા દો) જો હવે પછી કોઈ વસ્તુ વિશે તમારાથી પૂછું તો મને સાથે ન રાખજો. બેશક, મારા તરફથી તમે જવાબદારીને ઉતારી ચૂક્યા. (૭૬) ફરી બન્ને (આગળ) ચાલ્યા. અહીં સુધી કે જ્યારે એક ગામના લોકો પાસે પહોંચ્યા અને ત્યાંના રહીશો પાસે (મહેમાન તરીકે) ખાવાનું માંગ્યું તો તેઓએ તે બન્નેની મહેમાની કરવાથી ઈન્કાર કર્યો. એટલામાં ત્યાં તેમને એક દીવાલ મળી (જોઈ) કે જે પડી જવાની તૈયારીમાં હતી, તો ખિઝર (અલૈ.)એ તેમના (હાથના ઈશારાથી) સીધી કરી દીધી. મૂસા (અલૈ.)એ કહ્યું કે અગર આપ ધારત તો એના ઉપર કંઈક મહેનતાણું જ લઈ લેત. (૭૭) ખિઝર (અલૈ.)એ કહ્યું કે, આ સમય મારી અને તમારી વચ્ચે જુદાઈનો છે. હવે હું તમને તે વાતોની હકીકત બતાવી દઉં છું, જેના ઉપર તમે થોભી શક્યા નહિ, (૭૮) પેલી જે હોડી હતી, તે કેટલાક ગરીબ માણસોની હતી, જેઓ (તેના વડે) દરિયામાં મહેનત-મજૂરી કરતા હતા, તેથી મેં ચાહ્યું કે તેમાં એબ (નુકસાન) નાખી દઉં અને (તેનું કારણ એ કે) તેમની આગળ એક (અત્યાચારી) રાજા હતો કે જે દરેક (સારી) હોડીને

ખૂંચવી લેતો હતો. (૭૯) અને પેલો જે છોકરો હતો, તેના માં-બાપ બન્ને ઈમાનવાળા હતા, તો અમને માહિતી થઈ કે એ બદમાશી અને કુફ્ર કરીને તેમને લાચાર કરી દેશે. (૮૦) તો અમે ચાહ્યું કે, તેમને તેઓના પરવરદિગાર એના બદલે એવી અવલાદ આપે કે જે પવિત્રતા (દીન)માં એનાથી બેહતર અને (માં-બાપ સાથે માયા) દયા રાખવામાં પણ વધારે હોય, (૮૧) અને તે જે દીવાલ હતી તો તે આ શહેરમાં બે યતીમ બાળકોની હતી, અને તેની નીચે તેમનો કંઈક માલ (તેમના બાપે) દાટેલો હતો અને તેમનો બાપ એક નેક માણસ હતો, જેથી આપના પરવરદિગારે ચાહ્યું કે તે બન્ને પોતાની જુવાનીએ પહોંચે અને પોતાનો દટાયેલો માલ આપના પરવરદિગારની કૃપાથી કાઢી લે. અને (એમાંથી) કોઈ કામ મેં પોતાની મરજીથી કર્યું નથી. આ છે તે વાતોની હકીકત જેના ઉપર આપ ધીરજ રાખી શક્યા નહિં. (૮૨)

ઉપર આ બાબતનું વર્ણન થયું કે ગર્વિષ્ઠ કાફિરો પોતાની મોટાઈના નશામાં આવી ગરીબ મુસ્લિમોને તુચ્છ ગણી હુઝૂર (સલ.)ને કહેતા હતા કે એમને પોતાની પાસે બેસાડવાનું છોડી દો તો અમે તમારી પાસે બેસીએ. તે ઉપરથી બે માણસોનું ઉદાહરણ બયાન કર્યું. દુનિયાના વિનાશી હોવાની મિસાલ બતાવી ઈબ્લીસનું પોતાના ગર્વથી ખરાબ થવાનું વર્ણન કર્યું. તેના મુકાબલા તરીકે હવે હઝરત મૂસા (અલૈ.) તથા ખિઝર (અલૈ.)નો કિસ્સો વર્ણવે છે કે, અલ્લાહપાકના ખાસ બંદાઓનું એ લક્ષણ છે કે જો તે પોતે સર્વશ્રેષ્ઠ હોય, છતાં પોતાને શ્રેષ્ઠ કહેતા નથી અને કદાચ ભૂલેચૂકે કહી દેવાય તો અલ્લાહ તઆલા તરફથી તેમને અદબ શીખવવા અને ચેતવણી આપવામાં આવે છે. હદીસમાં છે કે, મૂસા (અલૈ.) પોતાની કૌમને ઘણી જ અસરકારક રીતે નસીહતો કરતા હતા ત્યારે એક માણસે પૂછયું : હે મૂસા (અલૈ.) ! શું પૃથ્વી પર તમારાથી વધુ વિદ્વાન કોઈને જુઓ છો ? તેમણે કહયું : નહિ. આ જવાબ ખરેખર સાચો જ હતો, કારણ કે મૂસા (અલૈ.) મહાન દરજ્જાના પયગમ્બરોમાંથી છે. તો તેમના સમયમાં શરીઅત સબંધી ઈલ્મ તેમનાથી વધુ કોઈને થઈ શકતું ન હતું, પરંતુ અલ્લાહ તઆલાને તેમના શબ્દો ગમ્યા નહિ, કારણ કે સામાન્ય શબ્દથી દરેક પ્રકારના ઈલ્મમાં

સૌથી વધુ જાણનાર હોવાનું જણાતું હતું. તેથી અલ્લાહપાકની ઈચ્છાનુસાર એવો જવાબ આપવો ઘટતો હતો કે, અલ્લાહ તઆલાના મકબૂલ બંદા ઘણા છે, તે સૌને અલ્લાહ તઆલા જાણે છે. તે ઉપરથી વહી આવી કે જે જગ્યાએ બે દરિયા મળે છે ત્યાં અમારો એક બંદો છે જે તમારાથી વધુ ઈલ્મ રાખે છે. તો હઝરત મૂસા (અલૈ.)એ અરજ કરી કે મને તેનું પૂરું ઠેકાણું બતાવવામાં આવે તો હું ત્યાં જઈ કંઈક ઈલ્મી લાભ ઉઠાવું. હુકમ થયો કે એક તળેલી માછલી સાથે લઈને જાઓ. જ્યાં તે માછલી ગુમ થઈ જાય ત્યાં જ તે બંદાની મુલાકાત થશે. મૂસા (અલૈ.)એ આજ્ઞાનુસાર પોતાના ખાસ ખાદિમ હઝરત યૂશઅ (અલૈ.)ને સાથે લઈ મુસાફરી શરૂ કરી અને તેમને કહી દીધું કે માછલીને સાચવજો. જ્યાં સુધી મારો હેતુ પાર નહિ પડે ત્યાં સુધી ગમે તેટલા વર્ષ વીતી જાય તો પણ હું મુસાફરીથી પાછો ફરીશ નહિ. હઝરત યૂશઅ (અલૈ.) જે હઝરત મૂસા (અલૈ.)ના ખાસ ખાદિમ હતા, તેમને પાછળથી મૂસા (અલૈ.)ની આખરી ઉંમરમાં નુબુવ્વત મળી હતી અને હઝરત મૂસા (અલૈ.)ની વફાત પછી તેમના ખલીફા થયા હતા.

આ જગ્યા સંબંધી તફસીરવેત્તાઓએ જુદા જુદા મત દર્શાવ્યા છે. કેટલાકે લખ્યું છે કે સૌથી મતલબ ઈરાનનો અખાત અને ભૂમધ્ય સમુદ્ર છે, પરંતુ એ બંનેનો સંગમ થતો નથી. તેથી જો કદાચ તે જગ્યા હોય તો એ મતલબ થશે કે જ્યાં બે સમુદ્રો વચ્ચે ઓછી જમીન રહેતી હોય. કેટલાક આલિમોના નજીક ''મજમઉલ બહરૈન'' તે જગ્યા છે, જ્યાં દજલા, ફુરાત એટલે યફ્રીટીસ અને ટાઈગ્રીસ નદીઓ ઈરાની અખાતમાં પડે છે. કેટલાક આફ્રિકાના બે સમુદ્ર બતાવે છે. ઘણું કરીને તેઓએ ભૂમધ્ય અને રાતા સમુદ્રને આફ્રિકાના સમુદ્રો બતાવ્યા છે અને એ બન્નેની વચ્ચે ઘણું જ થોડું અંતર છે. તેથી એ મત કંઈક વિશેષતા ધરાવે છે. કેટલાકના કહેવા મુજબ રાતો સમુદ્ર પૂરો થતાં તે સમયે ત્રણ વિભાગોમાં વહેંચાઈ જતો હતો. એક અણી ભૂમધ્ય સમુદ્ર તરફ હતી, જ્યાં આજે સુએઝની નહેર છે. બીજી અણી તે બાજુની છે, જ્યાં આજે ''ઉકબહ'' બંદર છે અને ત્રીજી અણી બીજી બાજુ હતી, તે હાલ

પુરાઇ ગઈ છે. તેને અરબીમાં બહરે મૈયત અને અંગ્રેજીમાં ''ડેડ સી'' (Dead Sea) કહેતા હતા. તો આ જગ્યા બહરે મૈયત અને ઉકબહ તરફની અણીના મેળાપની છે. આ જગ્યા હઝ. મૂસા (અલૈ.) અને બની ઈસ્રાઈલના રહેવાની જગ્યાથી નજીક પણ પડે છે. અલ્લાહ બેહતર જાણે છે.

જ્યાં સુધી જવાનું હતું ત્યાં સુધી જઈ હઝરત મૂસા (અલૈ.) એક મોટા પથ્થરની નજીક જેની નીચે આબે હયાતનું ઝરણું હતું ત્યાં સૂઈ ગયા અને હઝ. યૂશઅ (અલૈ.) દરિયાથી વુઝૂ કરવા લાગ્યા. તેવામાં જોયું કે તળેલી માછલી અલ્લાહ તઆલાના હુકમથી જીવતી થઇ ઝંબીલમાંથી નીકળી પડી અને દરિયામાં ચાલી ગઈ. તે જ્યાં સુધી ગઇ ત્યાં સુધી સુરંગ બનતી ગઈ. ફરી તે સુરંગ મળી ગઇ હશે, પણ તે વખતે આ હાલ જોઈ તેમને અચંબો થયો અને ઈરાદો કર્યો કે હઝરત મૂસા (અલૈ.) જાગશે ત્યારે તેમને આ વાત કહીશ. એટલામાં હઝ. મૂસા (અલૈ.) જાગી ઉઠયા અને જલ્દીથી રવાના થયા તો રવાનગીની ઉતાવળમાં અથવા અન્ય કોઇ વિચારોની ધૂનમાં હઝરત મૂસા (અલૈ.)ને માછલીની બાબત કહેવાનું ભૂલી ગયા. રિવાયતોમાં છે કે મૂસા (અલૈ.)એ જ્યારે તેમને માછલીની સંભાળ રાખવા ચાહ્યું ત્યારે તેમના મોંથી નીકળ્યું હતું કે એ તો કોઇ મહાન કામ નથી. તે ઉપરથી તેમને ચેતવણી આપવામાં આવી કે તદ્દન નજીવા કામમાં પણ માત્ર પોતાના નફસ પર ભરોસો ન કરવો જોઈએ.

હઝરત મૂસા (અલૈ.) અત્યાર સુધીની મુસાફરીથી થાક્યા ન હતા. જ્યારે મતલબની જગ્યાથી આગળ વધી ગયા ત્યારે ચાલવાથી થાકી ગયા અને ખાવાનું માંગ્યું કે ખાઈ-પીને આરામ કરીએ.

એક રીતે તઅજ્જુબી એ છે કે તે માછલી એકદમ જીવતી થઈ ગઈ અને બીજી રીતે એ તઅજ્જુબી કે તે પાણીમાં જ્યાં જતી હતી ત્યાં પાણીમાં સુરંગ બની જતી હતી.

ઘણું કરી ત્યાં રસ્તો હશે નહિ તેથી પગલાંઓનું નિશાન જોતા પાછા ફર્યા.

તે બંદા હઝરત ખિઝર (અલૈ.) હતા, જેમને અલ્લાહ તઆલાએ પોતાની ખાસ રહમતથી નવાઝયા હતા અને તેમને દુનિયામાં બનતા બનાવોના ભેદોનું ઈલ્મ મોટા પ્રમાણમાં આપ્યું હતું. જ્યારે હઝરત મૂસા (અલૈ.) તથા તેમના સેવક યૂશઅ (અલૈ.) તેમની પાસે પહોંચ્યા તો તેઓ ચાદર ઓઢીને સૂઈ રહેલા હતા. હઝરત મૂસા (અલૈ.)એ સલામ કરી તો તેમણે મોં ખોલી જવાબ આપ્યો અને પૂછયું કે તમે કોણ છો ? એમણે કહ્યું કે હું મૂસા (અલૈ.) છું. મુલાકાત પછી આવવાનું કારણ પૂછયું તો હઝરત મૂસા (અલૈ.)એ કહ્યું કે અલ્લાહ તઆલાએ તમારી પાસે મને કંઈક શીખવા મોકલ્યો છે. હઝરત ખિઝર (અલૈ.)એ કહ્યું : અલ્લાહ તઆલાએ તમને એમાં શિખામણ આપી છે, નહિ તો વાત એ છે કે અલ્લાહ તઆલાએ મને (અસરારે કવનીયહ એટલે જગતમાં બનતા બનાવોના ભેદોનું) જે ઈલ્મ આપ્યું છે, તે તમને (તેટલા પ્રમાણમાં) આપ્યું નથી અને (શરીઅતના ભેદો સંબંધી) જે ઈલ્મ તમને આપવામાં આવ્યું છે (તેટલા પ્રમાણમાં) તે ઈલ્મ મને આપવામાં આવ્યું નથી. તે પછી સમુદ્રમાંથી પાણી પીતી એક ચકલી દેખાડી કહ્યું કે મારું અને તમારું, બલકે સઘળી મખ્લૂકનું કુલ ઈલ્મ અલ્લાહપાકના ઈલ્મમાંથી એટલું છે, જેટલું સમુદ્રમાંથી ચકલીના મોંમાં પાણી છે. કેટલાક આલિમો કહે છે કે હઝરત ખિઝર (અલૈ.) નબી છે અને ઘણાખરા તેમને વલી માને છે, જે જગ્યાએ તેઓ નમાઝ પઢે છે અથવા જે સૂકી જમીન અને સૂકી ઘાસ પર બેસે છે ત્યાં લીલોતરી થઈ જાય છે, તેથી તેમનું નામ ખિઝર (અલૈ.) પડયું. જમહુર આલિમો કહે છે કે હઝરત ખિઝર (અલૈ.) હયાત છે. અમ્ર બિન દિનાર (રહ.) ફરમાવે છે કે જે દિવસે દુનિયાથી કુર્આન મજીદ ઉઠાવી લેવામાં આવશે તે દિવસે હઝરત ખિઝર (અલૈ.) તથા હઝરત ઈલ્યાસ (અલૈ.)ની વફાત થશે.

પરવાનગી મળે તો થોડા દિવસ આપની પાસે રહી આપના ખાસ ઈલ્મમાંથી કંઈક શીખું.

હઝરત ખિઝર (અલૈ.) અનુમાનથી સમજી ગયા હશે કે હઝરત મૂસા

(અલયહિસ્સલામ)થી મારી સાથે રહી શકાશે નહિ, કારણ કે મારા ઈલ્મ અને ખુદાઈ આજ્ઞાનુસાર હું અમુક કામો એવાં કરીશ કે તેના હેતુની તેમને ખબર નહિ હોવાથી જાહરેમાં તે કામ તેમને શરીઅત વિરુદ્ધ જણાશે, જેથી હઝરત મૂસા (અલયહિસ્સલામ) ધીરજ ધરી શકશે નહિ અને રોકટોક કરશે તેથી આખરે છૂટા થવું જ પડશે.

હઝરત મૂસા (અલૈ.)એ સબર કરવાનો વાયદો કર્યો તે વખતે તેમને આ વાતનો વિચાર સરખો પણ આવી શકતો ન હતો કે એવા મકબૂલ બંદાથી કોઈ કામ એવું પણ જાહેર થશે જે શરીઅત, બલકે નૈતિક દષ્ટિએ પણ હલટું હોય. એ તો ઠીક થયું કે તેમણે ઈન્શાઅલ્લાહ કહ્યું હતું. નહિ તો પાકા વાયદા પછી તેના વિરુદ્ધ કરવું એક મહાન રસૂલની શાનને ઘટતું ન થાત. છતાં હઝરત ખિઝર (અલૈ.) જાણતા હોવાથી તેમણે સૂચના કરી દીધી કે જો કોઈ વાત જાહેરમાં હલટી જણાય તો તે સંબંધી જ્યાં સુધી કે હું પોતે તેનો ખુલાસો ન કરું ત્યાં સુધી તમારે એ વિશે કંઈ જ પૂછપરછ કરવી નહિ.

જ્યારે તેઓ હોડી પર સવાર થવા લાગ્યા તો હોડીવાળાએ હઝરત ખિઝર (અલૈ.)ને ઓળખી મફત બેસાડી લીધા. તે ઉપકાર છતાં ખિઝર (અલૈ.)નું હોડીમાં નુકસાન કરવું વધારે તઅજ્જુબીની વાત હતી. નુકસાન એ પ્રમાણે કર્યું કે એક પાટીયું ઉખેડી નાખ્યું, પરંતુ કિનારાની નજીક પહોંચીને કાઢયું, જેથી લોકો ડૂબવા પામે નહિ.

એટલે જો ભૂલચૂકમાં પણ પકડ કરશો તો તમારી સાથે રહેવું મુશ્કેલ થઈ પડશે. આ પહેલી વખતે હઝરત મૂસા (અલૈ.)એ ભૂલમાં પૂછયું. બીજા વખતે કરાર લેવા માટે પૂછયું અને ત્રીજી વખતે વિદાય થવા માટે પૂછયું.

તે હોડીમાંથી કિનારે ઉતર્યા પછી આગળ ચાલતાં એક ગામ પર પહોંચ્યા. તે ગામની નજીક કેટલાક છોકરા રમતમાં લાગેલા હતા. તેઓમાંથી એકને જે વધુ ખૂબસુરત અને સમજણો હતો તેને પકડીને મારી નાખ્યો અને ત્યાંથી ચાલતી પકડી. કેટલીક રિવાયતોમાં તે છોકરાનું નામ જૈસૂર આવ્યું છે. તે

છોકરો બાલિગ હતો કે નહિ તે સંબંધી મતભેદ છે. થોડાક તેને બાલિગ કહે છે, પરંતુ જમહુર આલિમો અને મુફસ્સિરો તેને નાબાલિગ બતાવે છે.

"નિર્દોષ જાન" આ શબ્દથી જાહેરમાં તે છોકરાના નાબાલિગ હોવાની બાબતને ટેકો મળે છે, કારણ કે છોકરો બાલિગ ન થાય ત્યાં સુધી તેના ઉપર કોઈ પ્રકારનો ગુનોહ નથી.

એટલે ખૂનના બદલા તરીકે કિસાસમાં પણ નાબાલિગને કતલ કરવામાં આવતો નથી; પરંતુ અહીં તો તે બાબત પણ નથી. તો પછી એથી વધુ અયોગ્ય કામ શું થઈ શકે ?

કારણ કે એવા બનાવો જોવામાં આવશે કે જેના ઉપર તમો ધીરજ રાખી શકશો નહિ.

હઝરત મૂસા (અલૈ.)એ જોઈ લીધું કે હઝરત ખિઝર (અલૈ.)ના હાથે બનતા બનાવોને ચુપચાપ નિહાળતા રહેવું અતિશય મુશ્કેલ છે. તેથી આખરી વાત કહી દીધી કે (હવે) પછી કંઈ સવાલ કરું તો પોતાની સાથે રહેવા દેશો નહિ અને તે સંબંધી તમારા ઉપર કંઈ જવાબદારી રહેશે નહિ.

ત્યાંથી આગળ ચાલતા એક ગામમાં પહોંચ્યા. ત્યાંના વતનીઓની મુલાકાત લીધી અને તે લોકો સમક્ષ એવી ઈચ્છા જાહેર કરી કે ગામવાસીઓ એમને મહેમાન સમજી ખાણું ખવડાવે, પરંતુ તે કમનસીબોના ભાગ્યમાં આ નેકી ન હતી. તેથી તેઓએ હઝરત મૂસા (અલૈ.) અને ખિઝર (અલૈ.) જેવા ખુદાના મુકર્રબ બંદાઓની મહેમાની કરવાથી તદ્દન ઈન્કાર કર્યો. તેઓની આ બુરાઈ જાહેર કરવા ખાતર જ **"અહ્‌લ કર્યતિન"** સાથે ફરીથી **"અહ્‌લહા"** ફરમાવ્યું. આવા કંજૂસો અને નિર્લજ્જ લોકોની આવી ગેરવર્તણૂક પર ક્રોધ ચઢવો સ્વાભાવિક હોવા છતાં હઝરત ખિઝર (અલૈ.)એ સહનશીલતાપૂર્વક તેઓ ઉપર ઉપકાર કર્યો કે અતિ જીર્ણ અને પડી જવાની અણી ઉપર આવી રહેલી દીવાલ, જેની નજીકથી પસાર થતાં સૌ ડરતા હતા, તેને માત્ર પોતાના હાથના સ્પર્શથી સીધી કરી દીધી.

ઉપયોગ કરનાર કોઈ પણ વ્યક્તિ ૪ થી ૫ સેકન્ડમાં જ ગેરમહરમને જોઈ લે છે. વિચારો કે કોઈ યુવાન દરરોજ ફક્ત ૧ કલાક ફેસબુક કે ઈન્સ્ટાગ્રામ વાપરતો હોય તો તે કેટલી ગેરમહરમોને જોતો હશે ? વળી અત્યારે તો આવા સોશિયલ નેટવર્કનો ઉપયોગ જ એ માટે થાય છે કે, દોસ્તી વધારી શકાય. તો જરા ખુલ્લા દિલ અને દિમાગથી વિચારો કે, આ ફિત્નાઓ કેટલી ઝડપે ફેલાય રહ્યા છે. તેથી ઈસ્લામે નવયુવાનોને બાલિગ થવા પછી તરત નિકાહની તરગીબ આપી છે કે, નામહરમના ચક્કરોમાં પડવાથી બચી જઈ હલાલ પત્ની સાથે સબંધ રાખે.

ઑગષ્ટ ૨૦૧૬માં મુસ્લિમ સમાજની ઔરતો કે જેમની તલાક થઈ રહી છે, તેમના પર સર્વે કરતાં જણાવ્યું કે, સૌથી વધુ ઔરતો જેમની તલાક થાય છે, તેમની ઉંમર ૨૫ થી ૩૨ વર્ષ દરમિયાન હોય છે. અને જે વિધવા થઈ રહી છે, તેમાંથી પણ ઘણી ઔરતો ૪૦-૪૫ વર્ષની ઉંમરની છે. હવે આવી વિધવાઓ અને તલાક થયેલ ઔરતોના નિકાહની વ્યવસ્થા જો સમાજમાં ન હોય તો ગુનાહોના દરવાજા ન ખૂલે ? મોટાભાગના યુવાનો વર્તમાન સમયમાં જે લગ્ન બાહ્ય સબંધો ધરાવે છે, તેમના માટે પણ નિકાહની વ્યવસ્થા કરવી સમાજના આગેવાનો અને ખૈરખ્વાહની જવાબદારી છે. દરેક વ્યક્તિએ આગળ આવી આ વિષયે પણ વિચાર કરવો જોઈએ, જેથી પુરૂષો અને સ્ત્રીઓ હરામના રસ્તાથી બચી શરઈ બંધનમાં બંધાઈ જીવન વિતાવી શકે.

મુસ્લિમ સમાજની અન્ય એક ખરાબી મોંઘા નિકાહ અને વલીમા ફંક્શનો છે. આ બદીથી અવામ અને ખવાસ કોઈ બચી શક્યું નથી. મોટાભાગના રિવાજો હિંદુ રસમો પ્રમાણે થાય છે. બારાત (જાન લઈને જવું), દહેજ પ્રથા, મહેંદીની રસમ, પીઠીની રસમ અને એમાં દિવા સળગાવવા, આ બધી રસમો માત્રને માત્ર હિંદુ સંસ્કૃતિની અસરો છે. મુસલમાનોએ આ રસમોનો ત્યાગ કરી સુન્નત પ્રમાણે નિકાહ કરવા જોઈએ અને ફુઝુલખર્ચીથી બચવું જોઈએ.

**જ્યારે દજ્જાલ જાહેર થઈ જાય ત્યારે કરવાની તદબીરો :**

- ઈમામ મેંહદી (રદી.) જ્યારે દુનિયામાં આવી જાય ત્યારે દરેક મુસલ-

# પયગામે રહમત (માસિક)

દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે પ્રગટ થશે, ઈન્શાઅલ્લાહ

**• સરપરસ્ત •**

શૈખે તરીકત હઝરત મવલાના કમરૂઝઝમા સા. (દા.બ.)

**• પ્રકાશક •**

પટેલ અહમદ મુહમ્મદ વલી બક્ષ સાહબ

**❋ તંત્રી/નિગરાને ખુસુસી ❋**

હઝરત મવલાના ઈકબાલ મુહમ્મદ ટંકારવી સાહબ (દા.બ.)

**❋ સંપાદક સહાયક ❋**

મવ. અબરાર રફઅત સુરતી સા.
મવ. યાસીન કરમાડી સા.
મવ. અબ્દુર્રશીદ મનુબરી સા.


## અનુક્રમણિકા




વાર્ષિક લવાજમ : દેશમાં રૂા.૧૦૦/- • વિદેશમાં રૂા.૧૦૦૦/-

માને તેમનો સાથ આપવો ફર્ઝ છે. તેમનું લશ્કર અને હઝરત ઈસા (અલૈ.) મળીને જ દજ્જાલનો ખાત્મો કરી શકશે.

- મુસલમાનોએ દજ્જાલની અસર નીચે આવી ગયેલા પ્રદેશો છોડી હરમૈન તરફ હિજરત કરવી અથવા તો પહાડો અને ગુફાઓમાં ચાલ્યા જઈ અલ્લાહ તઆલાની યાદમાં લાગી જવું.
- એક હદીસમાં છે કે, ઈમાનવાળાઓએ તે સમયે પોતાની બધી શક્તિ વાપરી દજ્જાલની સામે બળવો કરવો. આગળ હદીસમાં છે કે, તમારા -માંથી જે કોઈના ઝમાનામાં દજ્જાલ આવી જાય તો એને જોઈએ કે એના મોઢા પર થૂંકી દે અને સૂરએ કહફની પ્રારંભિક આયતો પઢે. *(તબરાની, હાકિમ)*
- એક અન્ય હદીસમાં છે કે, તમારામાંથી જે કોઈ દજ્જાલના આગમનની ખબર સાંભળે તો તે તેનાથી દૂર ભાગી જાય. અલ્લાહની કસમ ! એક માણસ તેની પાસે આવશે, તે પોતાને મોમિન સમજી રહ્યો હશે (પરંતુ તેની દલીલો અને જાદુથી પ્રભાવિત થઈ), તેની પેરવી (અનુસરણ) કરવા લાગશે. (એટલે કે તેને નબી અને ખુદા પણ માનવા પર રાજી થઈ જશે, અસ્તગફિરૂલ્લાહ.) *(તબરાની, અબૂ દાઉદ)*
- નઈમ બિન હમ્માદની એક રિવાયતમાં છે કે, જે લોકો દજ્જાલ અથવા તેના લોકોના હાથે શહીદ થઈ જશે, તેમની કબરો અંધકારમય રાતોમાં ચમકી રહી હશે. અન્ય રિવાયતમાં છે કે, ‘‘તેમની ગણના શ્રેષ્ઠતમ શહીદોમાં થશે.’’

સમગ્ર ચર્ચાનો ટૂંકસાર એ છે કે, દજ્જાલથી બચવા જિહાદ અથવા હિજરત આ બે વસ્તુઓ હશે. જ્યારે કે દજ્જાલ દુનિયામાં આવી જાય ત્યારે બચવા માટે અને મુસલમાનોના ઈમાનની હિફાઝત માટે. અલ્લાહ રબ્બુલ આલમીનથી દુઆ છે કે, તે પોતાના ફઝલો કરમથી દજ્જાલી ફિત્નાથી તમામ ઉમ્મતની હિફાઝત કરે અને મુસલમાનોને દજ્જાલી ફિત્ના બનવાથી પણ બચાવે, આમીન.

REG. NO.: GUJGUJ/2004/14106 [redacted]
RNI No. GUJGUJ/2004/14106 Post Regd. No. L1/BCH/64/20-22

# PAYGAME RAHMAT

MONTHLY

Licence Valid upto 31-12-2022
Date of Posting 1st of Every Month, Posted at Bharuch RMS

**Vol.-17 • Issue-3-4-5 • Cont. Issue-195-196-197 • May-June-July-20**

## DARUL ULOOM ISLAMIYYAH ARABIYYAH MATLIWALA - BHARUCH

Eidgah Road, Bharuch - 392001, Gujarat, India.
Tel : (02642) 223505 - 223864 Fax : (02642) 223868

E-mail : mct_1969@yahoo.co.in
Website : www.matliwala.com



પત્રવ્યવહાર તથા લવાજમ મોકલવા માટેનું સરનામું :

**દારૂલ ઉલુમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**

ઈદગાહ રોડ, ભરૂચ – ૩૯૨૦૦૧, ગુજરાત, ઈન્ડિયા.
ફોન : (૦૨૬૪૨) ૨૨૩૫૦૫–૨૨૩૮૬૪ ફેક્સ : (૦૨૬૪૨) ૨૨૩૮૬૮

વર્ષ ૧૭

મે-જુન-જુલાઈ-૨૦૨૦
શવ્વાલ/ઝિલ્કદ/ઝિલ્હજ્જ ૧૪૪૧

અંક ૩-૪-૫

# પયગામે રહમત

માસિક

છૂટક નકલ ₹ ૧૦




તંત્રી :

મવ. ઈકબાલ મુહમ્મદ ટંકારવી

દારૂલ ઉલુમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા – ઈદગાહ રોડ, ભરૂચ.